# श्री रामारण्य माहात्म्यम्.

## गुर्जर भाषांतर समेतम्.

## (શ્રી રામવાડા તીર્થનું માહાત્મ્ય)

સાધુવર્ય મહાત્માશ્રી ધર્મદાસજી
વિરચિત.

અનુવાદક અને પ્રકાશક:
પંડિત દેવદત્ત મુલચંદ્ર શર્મા
કચ્છ નારાયણ સરોવરવાલા
મુંબઈ

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦
સંવત ૧૯૯૭. ઇ. સ. ૧૯૪૧.



કિંમત દશ આના.

# श्री रामारण्य माहात्म्यम्.

## गुर्जर भाषांतर समेतम्.

## (શ્રી રામવાડા તીર્થનું માહાત્મ્ય)

સાધુવર્ય મહાત્માશ્રી ધરમદાસજી
વિરચિત.

---

અનુવાદક અને પ્રકાશક:
પંડિત દેવદત્ત મૂલચંદ્ર શર્મા
કચ્છ નારાયણ સરોવરવાલા
મુંબઇ.

પ્રથમાવૃત્તિ
પ્રત ૧૦૦૦
સંવત ૧૯૯૭. ઇ. સ. ૧૯૪૧.



કિંમત દશ આના.

આ

શ્રી રામારણ્ય માહાત્મ્યનું પુસ્તક

મળવાના સ્થળો:

---

૧....પંડિત દેવદત્ત મૂલચન્દ્ર શર્મા

ભીમાણી ચોક

વીસુ પંડ્યાની ડેલી,

માંડવી-કચ્છ.

૨....પંડિત મગનલાલ તથા

પંડિત મોહનલાલ દેવદત્ત શર્મા

વડગાદી

૫૮, ડીસોઝા સ્ટ્રીટ,

મુંબઇ નં. ૩.

ઉપલા સ્થળોએથી રોકડી કિંમતે તેમ વી. પી. થી

મલી શકશે.

॥ गजाननाय नमः ॥



सुमुख श्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लम्बोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥
धूम्रकेतु गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणु यादपि ॥ १ ॥
विद्यारम्भें विवाहे च प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥
शुक्लांबर धरं देवं शशिवर्णं चतुर्भुजम् ।
प्रसन्न वदनं ध्यायेत्सर्व विघ्नोपशांतये ॥ २ ॥

# શ્રી રામપંચાયતન.



શ્રી રામચંદ્રાય નમ :

# "અર્પણ પત્રિકા"

રઘુકુલનંદન જગદુધ્ધારક પતિત પાવન દીનજનના પ્રતિપાલક ભક્તજનોના મુક્તિદાતા સર્વ સૃષ્ટિનું પાલન કરનારને નિયામક એવા શ્રી પરમાત્મા પરબ્રહ્મ શ્રી સીતાપતિ, દશરથસુત પરમ પુનીત શ્રી રામચંદ્રજીના પવિત્ર પાદારવિંદમાં આ શ્રીરામારણ્ય માહાત્મ્ય કે જે પવિત્ર ભૂમિ; જેમના પાદપદ્મના સંચારથી પવિત્ર થયેલ છે તેની ગાથારૂપ આ કથાનક સંબંધીનો આ અલ્પ પ્રયાસ તે તેમનાજ પાદપદ્મમાં સમર્પણ કરૂં છું.

આપનો પાદપદ્માનુરાગી કિંકર,

**પંડિત દેવદત્ત મૂલચન્દ્ર શર્મા.**

કચ્છ નારાયણ સરોવર વાલાના

શ્રી ચર્ણોમાં સાષ્ટાંગ દંડવત્

પ્રણામ.

વડગાદી,
૫૮, ડીસોઝા સ્ટ્રીટ,
**મુંબઇ નં. ૩.**

॥ श्री सरस्वत्यै नमः ॥



शुक्लां ब्रह्मविचार सार परमामाद्यां जगद्व्यापिनीम् ।
वीणा पुस्तक धारिणीमभयदां जाड्यान्धकारा पहाम् ॥
हस्ते स्फाटिक मालिकां विदधतीं पद्मासने संस्थिताम् ।
वंदेतां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥ १ ॥

આ માહાત્મ્યના મૂળ સંસ્કૃતના રચયિતા.



કચ્છ નારાયણ સરોવર મધ્યેની ચાર સંપ્રદાયની જગ્યાના
વૈકુંઠવાસી મહંતશ્રી સાધુવર્ય
**મહાત્મા શ્રી ધર્મદાસજી ભરથદાસજી.**

# *શ્રાદ્ધાંજલિ.



વેદ વેદાંત પારાંગત સચ્છાત્ર સંપન્ન રામાનુજ સંપ્રદાયની કચ્છ નારાયણસરોવર મધ્યેની વૈષ્ણવી ચાર સંપ્રદાયની જાગીરના મહંતશ્રી તે શ્રી વિષ્ણુ ધામના અવિચળ પદને પ્રાપ્ત થયેલ પ્રખર વિદ્વાન પ્રાતઃસ્મરણીય સાધુવર્ય પૂજ્યપાદ મહાત્માશ્રી ધર્મદાસજી ભરથદાસજીના સ્વર્ગીય આત્માના પાદપંકજમાં

હે ! દેવમૂર્તિ ઉન્નત આત્મા ! આપનો જ્યારે આ અસાર સંસારમાં મનુષ્ય વ્યકિત તરીકે પ્રાદુર્ભાવ હતો, તે સમયે પણ આપ સાંસારિક જાળનો પરિત્યાગ કરી વૈરાગ્ય ધારણ કરી જે પવિત્રધામ શ્રી નારાયણ સરોવર તીર્થ તે વિષે રાજર્ષિ પ્રાચીન બર્હિનાં પુત્રો દશ પ્રચેતાઓએ જ્યાં દશ હજાર વર્ષ પર્યંત ઉગ્ર તપશ્ચર્યા કરી પ્રભુના સારૂપ્યને પ્રાપ્ત થયા, તે પુનીત તીર્થસ્થળમાં આપ કુટુંબ પરિત્યાગ કરી; આ ચાર સંપ્રદાયની જગ્યામાં રહ્યા ને જ્યાં શ્રીરામચંદ્રજીની સેવા અને ઈશ્વર ભજન કરતા.

એ સમયે આપ અને હું એકજ સંસ્કૃત પાઠશાળામાં ને એકજ ગુરૂ પાસે સંસ્કૃતનું અધ્યયન કરતા ત્યારથી

---

* સાધુવર્ય મહાત્માશ્રી ધર્મદાસજી વિદ્યમાન હતે તો "શ્રદ્ધાંજલિ" લખતે; પણ તેઓ વૈકુંઠવાસી થઇ ગયા છે. માટે "શ્રાદ્ધાંજલિ" શબ્દ પ્રયોગ કરેલ છે.

આપની અમી દૃષ્ટિનો ભોક્તા આ કિંકર જેના પ્રત્યે આપનો અતુલ નિખાલસ પ્રેમ અને ભ્રાતૃભાવ રહેતો હતો અને તે મમતા આપ મ્હારા પ્રત્યે જીવનપર્યંત જેના તે રૂપે અખંડિત રાખી રહ્યા હતા. તે અસીમ પ્રેમના યોગે આપશ્રીએ "શ્રી રામારણ્ય માહાત્મ્ય" સંસ્કૃતમાં તૈયાર કરેલ તેનો અનુવાદ કરી પ્રસિદ્ધ કરવા; તેમ તેપરનો સર્વાધિકાર ભોગવવા મને સત્તા આપેલ. આ આપના મ્હારાપરના થયેલ આભાર માટે હું આ જન્મ તેમજ ભવિષ્યના થતા જન્મમાં પણ ઋણી છું. તે અદા કરવા મ્હારી કંઇ તાકાદજ નથી. પરંતુ આપનીજ કૃતિ કે જેને આપની આજ્ઞાનુસાર પ્રસિદ્ધિમાં મૂકું છું. તેમાં આપનું નામ અમર રાખી આ "શ્રાદ્ધાંજલિ" સમર્પું છું. જે સ્વર્ગમાં સ્વીકારી લેશો. અને દેવરૂપે રહેલ હે! પુણ્યાત્મન્. આ માયિક જીવઉપર આશીર્વાદ વરસાવશો.

મોહમયી—વસંતપંચમી,
સંવત્ ૧૯૯૭.
૫૮, ડીસોઝા સ્ટ્રીટ,
મુંબઇ નં. ૩.

હું છું ચણુંરજ કિંકર,
પંડિત દેવદત્ત મૂળચન્દ્ર શર્મા
ના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ.



## આ પુસ્તકના અનુવાદક.



પંડિત દેવદત્ત મૂળચંદ શર્મા.

કચ્છ નારાયણ સરોવર નિવાસી

જન્મ સંવત ૧૯૩૧ ચૈત્ર વદ ૧૩ સોમવાર.

# પ્રસ્તાવના.

આવા પવિત્ર તીર્થસ્થળના માહાત્મ્ય ગ્રંથોને માટે પ્રસ્તાવનાની કંઇ જરૂર ન હોવી જોઇએ છતાં શિષ્ટાચાર મુજબ તથા મૂળ માહાત્મ્યના રચનાર તથા અનુવાદક અને પ્રકાશકને કઇ સ્થિતિએ કાર્ય કરી પ્રકાશનમાં મૂકવું પડયું છે. તે સંબંધે યત્કિંચિત્ જો કંઈ નિવેદન કરવામાં આવે તો અસ્થાને નહિજ ગણાય. એમ ધારીને આ પ્રસ્તાવનાનું આલેખન કરવું પડ્યું છે.

જો કે પ્રસ્તાવના તો દરેક ગ્રંથ સાથે હોવીજ જોઇએ. કારણ કે ગ્રંથ ગુંથનનો આશય ને લેખકની આંતરોર્મિઓનો સ્ફોટ થવો આવશ્યક છે. કેટલેક ઠેકાણે તેવું દર્શન ન થતાં પ્રસ્તાવના કંઈ અન્ય સ્વરૂપે પણ દૃષ્યમાન થાય છે. જેને લઇ-નેજ અમોએ ઉપર એ શબ્દ પ્રયોગ કર્યો છે કે:– "શિષ્ટાચારને લઇને" પણ ખરૂં તો પ્રસ્તાવનાવિના કોઈપણ ગ્રંથના રહસ્યને સમજવા શરૂથી વાંચક ગુંચવાય છે. તેમ ન થાય માટેજ પ્રસ્તાવનાની જરૂર હોવીજ ઘટે છે. તદનુસાર આ પ્રસ્તાવના છે.

જે પવિત્ર અને પુણ્ય ભૂમિ રામારણ્યનું આ માહાત્મ્ય સનાતન ધર્મપ્રાણ શ્રદ્ધાળુ જનતા સમક્ષ મૂકવામાં આવે છે અને જે પવિત્ર સ્થળમાં કઇ કઇ ધાર્મિક ક્રિયાઓ કરવાની ફલશ્રુતિ જેણે કરીને પ્રાપ્ત થાય છે. ને ઐહિક તથા પાર-માર્થિક ઇપ્સિતતાઓને પહોંચાય છે તે પવિત્ર સ્થળ કચ્છ દેશાન્તર્ગત અબડાસા અને ગરડા તાલુકાની મધ્યે એટલે તે તે તાલુકાની ત્યાં પુરી થતી સરહદપર છે.

આર્યાવર્તની પુનીત ભૂમિપર અનેકાનેક પવિત્ર તીર્થ સ્થળો છે કે જ્યાં સ્નાન, દાન અને શાસ્ત્રમાં બતાવેલ વિધિએ સત્કર્મ કરવાથી મનુષ્ય જન્મના કાયિક, વાચિક અને માનસિક દોષોનું નિવારણ પવિત્ર તીર્થસ્થળોમાં જવાથી થાય છે, તે પૈકી કચ્છ ભૂમિમાં સિંધુ સાગરના સંગમ તટપર પવિત્ર તીર્થસ્થળ શ્રી નારાયણ સરોવર છે કે જેનું માહાત્મ્ય ભાગવતાદિ પવિત્ર પુરાણ ગ્રંથોમાં વર્ણવાયેલ છે. જ્યાં રાજર્ષિ પ્રાચીન બર્હિષ રાજાના પુત્રો દશ પ્રચેતાઓએ દશ હજાર વર્ષપર્યંત ઉગ્ર તપશ્ચર્યા કરેલ છે. અને આ ભારત વર્ષના પવિત્ર મનાતા ચાર સરોવરોમાંનું ( ૧ માનસરોવર,- ૨ બિંદુ સરોવર, ૩ પંપા સરોવર, ૪ નારાયણ સરોવર ) આ નંબર ચારવાળું પવિત્ર ધામ છે જેની સીમા એટલે મર્યાદા કિંવા વિસ્તારનું પ્રમાણ પુરાણ ગ્રંથોમાં ચાર યોજનના વિસ્તારમાં વર્ણવાયેલ છે. તેની હદમાં આ રામારણ્ય ( રામવાડા ) તીર્થ છે. પુરાતન કાળમાં અહીં ગાઢ વન હતું. જેને પવિત્ર તીર્થસ્થળ તરીકે ઈશ્વરાવતાર શ્રીરામચંદ્રજીએ પ્રસિદ્ધિમાં મૂકેલ છે. તે વિષે એવું કથાનક છે કે શ્રીમદ્ ભગવદાવતાર પુરણ પુરૂષોત્તમ રઘુકૂળ ભૂષણ અયોધ્યાધિપતિ શ્રીરામચંદ્રજી જે વખતે યુવરાજપદે હતા તે વખતે તીર્થસ્વરૂપ અપરમાતુશ્રી કૈકેયીના વચનનું પાલન કરવા જ્યારે ચૌદ વર્ષની વનયાત્રાએ વિચર્યા છે તે સમયે અનેકાનેક તીર્થસ્થળોમાં પર્યટન કરતા થકા ભગવાન શ્રીરામચંદ્રજી ભારત વર્ષના પશ્ચિમોત્તર પ્રદેશમાં સિંધુ સાગરના સંગમ તટપર આવેલ શ્રી પરમપુનીત પુરાણ પ્રસિદ્ધ તીર્થધામ શ્રી નારાયણ સરોવર તીર્થની યાત્રાર્થે પધારતાં એ ક્ષેત્રના સમીપમાં તીર્થ મર્યાદાની અંદર એક સુરમ્ય ગાઢ

અરણ્ય હતું તેમાં આશ્રમ રાખી રહેલા. જે સ્થળ ભગવદાવતાર શ્રીરામચંદ્રજીની પાદરજથી પવિત્ર કરાતાં-ત્યારથી તે ભૂમિ પવિત્ર થતાં તેમાં કેટલીક દૈવી વિભૂતિઓ (શકિતઓ) આરોપણ કરતા ગયા તેથીજ એ ભૂમિ પવિત્ર તીર્થસ્થળ તરીકે મનાય છે. તે આ રામારણ્ય વર્ત્તમાન સમયમાં કેટલાક સુસંસ્કારોની ન્યૂનતા થતાં-પ્રજામાં ભાષા સંસ્કારીત્વની ઉણપને લીધે કચ્છી ભાષામાં હવે તે સ્થળ " **રામવાડા** " ના નામથી ઓળખાય છે.

આ નારાયણ સરોવરની યાત્રા કર્યા પછી અને રામારણ્યમાંથી વિદાય થયા પછી નાસીક પંચવટીમાં ભગવાન્ શ્રીરામચંદ્રજીનું સ્થિત થવું માની શકાય. તે એમ કે પંચવટીમાંથી જગત જનની શ્રીસીતાજીનું હરણ થયાનું પ્રસિદ્ધ છે. અને ત્યાર પછી તેમની વનયાત્રાની અવધિ હોવાનું રામાયણથી જણાય છે.

આ પવિત્ર તીર્થસ્થળ ( રામારણ્ય-રામવાડા ) માં સનાતન ધર્મપ્રાણ જનતા પોતાની કઇ કઇ ધાર્મિક ક્રિયાઓ કરી શકે છે અને તેથી તેમને શું ફળીતાર્થ પ્રાપ્ત થાય છે? એ જાણવા સર્વ જનતાને ઇચ્છા હોયજ. તે જાણવા તેના માહાત્મ્ય માટે એ ઘટના છે કે પૂર્વે ઋષિ મુનીઓએ શાસ્ત્ર શ્રવણો અને તીર્થ માહાત્મ્યના શ્રવણોને અંગે એક સમયે પૂજ્યભાવથી ગુરૂ સમીપે શિષ્યે જે તીર્થ રામારણ્યનું માહાત્મ્ય જાણવાની અપેક્ષાએ પ્રશ્ન કરેલ અને ગુરૂશ્રીએ જેનું વર્ણન કરી સંભળાવેલ તેનું આ પુસ્તક રૂપે વર્ણન સનાતન ધર્મપ્રિય વૈષ્ણવ જનતાને નિવેદન થવા ગુર્જર અનુવાદ સાથે હું અનુવાદક અને પ્રકાશક રજુ કરૂં છું.

આવું માહાત્મ્ય જાણવા વૈષ્ણવ જનતાને ઇચ્છા હોયજ. અને તે વર્ત્તમાન સમયમાં જાણુવાની તો જરૂર. તે પરથી રામવાડાનું માહાત્મ્ય તૈયાર થયેલું ને છપાયલું હોય તો આ જમાનામાં ઉચિત ગણાય એવી ઉર્મિ કચ્છ નારાયણ સરોવરની રામાનુજ સંપ્રદાયની વૈષ્ણવી ચાર સંપ્રદાયની જગ્યાના મહંતશ્રી સાધુવર્ય પૂજ્યપાદ મહાત્માશ્રી ધરમદાસજી ભરથદાસજી કે જેઓ સંસ્કૃત વિદ્યાના પ્રખર વિદ્વાન હતા તેમના અંતઃકરણમાં ઉદ્‌ભવી. જેપરથી અતિપરિશ્રમ કરી તેમણે આ માહાત્મ્ય સંસ્કૃત ભાષામાં સ્વકૃતિથી કાવ્યમાં રચેલ. જે ઉક્ત મૂળ માહાત્મ્ય છેલ્લામાં છેલ્લા જ્યારે પોતાની જાગીરના કાર્યાવસાત્ મુંબઈ પધારેલ ત્યારે તેમની સાથે હોતાં તેમણે પોતે પોતાની પંચભૌતિક શરીરની વિદ્યમાન સ્થિતિમાં સ્વહસ્તે મને અનુવાદ કરી પ્રકાશ કરવાની અને તેપરના સર્વાધિકારની સત્તા ભોગવવાની આજ્ઞા સાથે પ્રેમને આદર સહિત સોંપેલ.

મહાત્મા શ્રી ધરમદાસજી મુંબઈ પધાર્યા જે વખતે હું અનુવાદક યોગક્ષેમના લીધે અહીં મોહમયી નગરીમાં વસવસાટ કરી રહેલ હોતાં તેઓશ્રી જ્યારે જ્યારે અહીં પધારતા ત્યારે ત્યારે તેમને હું અહોનીશ મલતો સબબ તેઓશ્રી અને હું આ મહાત્મ્યનો અનુવાદક અને પ્રકાશક અમો બંને એકજ ગામના રહીશ હોઈને શ્રી નારાયણ સરોવરમાં અમારૂં રહેવું હતું. જે વખતે કોચીન નિવાસી યદુવંશી ભાટીઆ સ્વર્ગસ્થ શેઠ દેવજી ભીમજી તરફથી ત્યાં સંસ્કૃત પાઠશાળા સ્થાપવામાં આવેલ હતી તે પાઠશાળાના અધ્યાપક જામનગર નિવાસી પ્રશ્નોરાનાગર બ્રાહ્મણ વેદમૂર્તિ શાસ્ત્રીજી શ્રીમૂલશંકર દયારામ હતા તે વખતે મારી

વિદ્યાર્થી અવસ્થા હતી અને મહાત્માશ્રી ધરમદાસજી યૌવનાવસ્થામાં હતા. અમો બંને તે અધ્યાપક પાસે ભણુતા સાધુવર્ય ધરમદાસજી સિદ્ધાંત કૌમુદી ભણુતા અને હું તે વખતે માર્ગોપદેશીકાદિ સંસ્કૃતનું પ્રાથમીક શિક્ષણુ મેળવતો પણુ અમો બંને એકજ ગુરૂશ્રી પાસે સમકાલીન ભણેલા જેથી ગુરૂભાઈ થાતા. એ સંયોગોને લઇને તેઓ મને ભ્રાતૃ તરીકે ચાહતા હતા.

બાદ કેટલાક સમય પછી હું મુંબઇ યોગક્ષેમ માટે વસવસાટ કરીને રહ્યો અને તેઓ કાર્યાવસાત્ જ્યારે જ્યારે મુંબઇ પધારતા ત્યારે ત્યારે મારૂં અને તેમનું મલવું સદૈવ ગાઢ સંબંધ જેવું રહેતું. એટલે છેલ્લામાં છેલ્લા જ્યારે તેઓ અહીં પધારેલા ત્યારે આ માહાત્મ્યનું પુસ્તક તેમના સાથે હતું. તે સંબંધી વાતચિત થતાં તેમણે એવી ઇચ્છા બતાવી કે હે બંધું! ( મને સંબોધીને કહ્યું. ) આ માહાત્મ્ય પ્રસિદ્ધ થાય એવી મ્હારી ઇચ્છિા છે. પરન્તુ કેટલાક કારણોને લઇને મારી જાતે; તેમ કરવા હું ખુશી નથી જ્યારે તમો મારા ગુરૂભાઇ થાઓ માટે આ કૃપાપ્રસાદી તમને સોંપું છું અને તે પરની સર્વ પ્રકારની સત્તા હું તમને આપું છું. હવે મારો કોઈ પ્રકારનો હક્ક કિંવા દખલગીરી તેને અંગે નથી. તમો તમારી સગવડે તેનો ગુજરાતી અનુવાદ કરીને (સબબ તમો ગુજરાતી ભાષાના લેખક છો એમ હું જાણું છું. તે એવી રીતે કે પૂજ્યપાદ આપણા ગુરૂશ્રી શાસ્ત્રીજી મૂલશંકર દયારામ વેદધર્મ સભા તરફથી યોગવસીષ્ટ રામાયણનું ગુજરાતી ભાષાંતર કરત' ત્યારે તેમના હાથ નીચે તમો લેખક તરીકે કામ કરતા તે હું જાણું છું. માટે.) આ માહાત્મ્ય છપાવી મારી ઇચ્છા પૂર્ણ કરશો અને તેમાંથી જે કંઈ પ્રાપ્તી થાય. તેનો ઉપયોગ પણુ તમે કરશો. એમ હું પ્રેમ

પૂર્વક કહું છું. એવી રીતે આ રામારણ્ય માહાત્મ્ય પ્રાપ્ત થયેલ છે ને મેં તેનો ગુજરાતીમાં અનુવાદ કર્યો છે.

બાદ મહાત્માશ્રી ધરમદાસજી સ્વકાર્ય સિદ્ધ કરી પાછા સ્વદેશ ગયા ને કેટલીક મુદત બાદ તેઓ વૈકુંઠવાસી થયા ત્યાં લગી આ પુસ્તક પ્રસિદ્ધીમાં આણી શકાયો નહિ સબબ હું પોતે મારી સાંસારીક પ્રવૃત્તિઓમાં ગુંથાયલો રહીને કેટલીક અનિવાર્ય અડચણોના યોગે તેમની હયાતીમાં પ્રકાશીત કરવા અવકાશ મેળવી શક્યો નહિ. જે માટે દીલગીર છું. કારણ માહાત્મ્ય તો શું ! પણ મારા સ્વકૃતિના લેખો તે પણ હજી સુધી પ્રસિદ્ધિમાં મૂકી શક્યો નથી જેનું લીષ્ટ (૫૩) પૃષ્ટ ઉપર આપેલ છે તેથી જણાશે.

ખુશી થવા જેવું એ છે કે :- તે પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય વૈકુંઠવાસી મહાત્માશ્રી ધરમદાસજીની આજ્ઞાનો અમલ કરવા પ્રભુએ હાલ મને જે સમય આપેલ છે તેથી મુદિત થઈ પ્રકાશક રૂપે તેમના પરમપદને પ્રાપ્ત થયેલ પવિત્રાત્માને શ્રાધ્ધાંજલી સમર્પું છું.

જેમ મહાત્માશ્રી ધરમદાસજીની ઇચ્છા આ માહાત્મ્ય મુદ્રિત થયેલ જોવાની હતી તેમજ તેવી ઉત્કટ ઈચ્છા આ રામવાડાની જાગીરના સ્વર્ગીય મહંતશ્રી પૂજ્યપાદ સાધુવર્ય રામરતનદાસજીની પણ હતી. છતાં દૈવયોગથી તેઓ બંનેની હયાતીમાં મારાથી આ માહાત્મ્ય પ્રસિધ્ધિમાં મૂકાઇ તેમની ઇચ્છા પરિપૂર્ણ થઈ શકી નહિ પણ તે પવિત્રાત્માઓની જે ઇચ્છા હતી તે હું મારી હયાતીમાં પ્રસિધ્ધિમાં મૂકી તે બંને મહાત્માઓના આશયને સિધ્ધ કરવા ભાગ્યશાળી નીવડયો છું. જેથી તેમના દૈવી આત્માઓ આશીર્વાદરૂપ નીવડો એમ હું અનુવાદક યાચું છું.

## જ્યારે હાલ.

આ પ્રથમાવૃત્તિ પ્રસિધ્ધ કરાવવા મુંબઈ માંડવી મેવા બજારમાં શેઠ કુંવરજી ડુંગરશી કંપનીના ભાગીદાર તે કચ્છ અકરીના રહીશ રઘુવંશીય શેઠશ્રી કરમસીભાઈ ઉર્ફે વેલજી દેવજી મેવાવાળાએ મદદ કરવાથી તેમના ઉદાર આશ્રયથી આ પુસ્તક બાહાર પાડવાનો સુયોગ પ્રાપ્ત થયેલ છે. જેથી તે પ્રસિધ્ધિનું માન તેમને ઘટે છે

આ માહાત્મ્યના મૂળપાઠમાં કેટલીક શુધ્ધાશુધ્ધતા જોઇ દેવા મારા પરમ સ્નેહી મિત્રો કચ્છડોણ નિવાસી સંસ્કૃત મનિષી. વ્યાખ્યાન ભૂષણ. દર્શન કેશરી, વેદાન્ત ભૂષણ પંડિત મોતીરામ વેલજી તથા ખંભાળીઆ નિવાસી અલંકાર ભૂષણ, વ્યાખ્યાન વાચસ્પતિ, દૈવજ્ઞ વિશારદ, જ્યોતિષ રત્ન પંડિતજી ધનંજય મુરારિ પાંધી એઓએ જે અમી દ્રષ્ટી કરેલ છે તે માટે તેમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

આ પુસ્તક સરળતાથી છાપી આપવા તેમજ તેપર ખાસ દેખરેખ રાખવા નૂતન ભટ્ટી પ્રેસના માલેક ડુંગરશી હરિદાસ ઢગાઇએ જે પરિશ્રમ લીધેલ છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

વસંત પંચમી સં. ૧૯૮૭
વડગાદી શેઠ કાનજી જાદવજીનો મડમવાળો માળો,
૫૮, ડીસોઝા સ્ટ્રીટ,
મુંબઈ નં, ૩.

લી૦ ગુણીજનોનો સેવક
અનુવાદક,
પંડિત દેવદત્ત મૂલચંદ્ર શર્મા.
કચ્છ નારાયણ સરોવર વાળા.

## આ પુસ્તકના આશ્રયદાતા.



ઉદારચરિત રઘુવંશી લોહાણા

**શ્રીયુત શેઠ વેલજી દેવજી મેવાવાલા**

કચ્છ અકરી નિવાસી

જન્મ સંવત ૧૯૩૫.

# આભાર દર્શન.

લોહર કુલાવતંસ, રઘુકૂલભૂષણ, સ્વધર્મ પરાયણ,
શ્રીયુત માનનીય શેઠશ્રી કરમસી ભાઈ ઉર્ફે વેલજી
દેવજી મુંબઇ માંડવી મેવા બજારના જનરલ વેપારી
શેઠ કુંવરજી ડુંગરશી કંપનીના જુના ભાગીદાર
અને તે કચ્છ અકરીના રહીશ.

શેઠશ્રી !

શ્રીરામારણ્ય તીર્થ અને આપનું ગામ માત્ર દોઢ બે માઇલના અંતરે હોઇને એજ પવિત્ર ભૂમિ તેજ આપની જન્મભૂમિ છે. કે જે જન્મભૂમિના પવિત્ર માહાત્મ્યની પ્રસિધ્ધિ માટે આપને સદ્ભાવ હોય. એ માટે કોઇને કંઈ બીજી રીતે કથન કરવા સ્થાનજ નથી. કારણ જન્મભૂમિ માટે સૌને પક્ષપાત હોયજ. પણ આતો પવિત્ર તીર્થ સ્થળ માટે જે પુરાતન કથાનકો છે તે જનસમાજ સમક્ષ પ્રસિદ્ધિમાં મૂકવા એ આપણો ધર્મ છે. તેવી ઉત્કટ ભાવના આપના અંતઃકરણમાં હોતાં. એ રામારણ્ય (રામવાડા) તીર્થનું માહાત્મ્ય મારા પાસે તૈયાર છે. એવું આપના જાણવામાં આવતાં આપે મને બોલાવી તે સત્વર પ્રસિધ્ધ કરવા અને તે માટે બનતી મદદ કરવા ઇચ્છા બતાવી યોગ્ય મદદ કરી જેને લઇને આ માહાત્મ્ય હું પ્રસિદ્ધિમાં મૂકી શકયો છું. એ પ્રસિધ્ધિમાં લાવવાનું માન આપશ્રીને ઘટે છે. અને આપે જે મદદ કરી છે. તે માટે આપનો આભારી છું. તેથી આ આભારદર્શન વાંચકો સમક્ષ રજુ કરૂં છું.

વડગાદી
૫૮, ડીસોઝા સ્ટ્રીટ,
મુંબઇ નં. ૩.

પંડિત દેવદત્ત મુલચન્દ્ર શર્મા.

કચ્છ નારાયણ સરોવરવાલાના
શુભાશીર્વાદ.

# આશ્રયદાતાના જીવનની આછી ઝાંખી.

નામ — કરમસી ઉર્ફે વેલજીભાઇ દેવજી.

જ્ઞાતે — રઘુવંશીય લોહાણા.

નુખે — ચંદે આદુપોત્રા વીરાણી.

જન્મ — વિક્રમ સંવત્ ૧૯૩૫.

જન્મભૂમિ- કચ્છ અકરી.

આ ગામ કચ્છ દેશના પશ્ચિમ દરિયા કિનારાપર છે. તે ગરડા તાલુકા અને અબડાસા તાલુકાની વચ્ચે છે. ને તે રામારણ્ય તીર્થ ( રામવાડા ) થી આથમણી દિશાએ બે માઇલપર છે.

ધંધો — લાંબા વખતથી હાલ સુધી સુકા મેવાના વેપારી તરીકે છે. અને શેઠ કુંવરજીભાઇ ડુંગરશીના નામની કંપની ચાલે છે; જેમાં તેઓ ભાગીદાર છે. એ કંપનીમાં ત્રણ ભાગીદાર છે.

૧ — કરમસી ઉર્ફે વેલજીભાઇ દેવજી.

૨ — શિવજીભાઇ કુંવરજી ડુંગરશી મંગવાણાવાલા.

૩ — શા. જીવરાજ નાંયા કચ્છીદશા ઓશવાળ વાણીઆ હાલે જામનગર તાબાના ગામ રંગપુરના તેઓ રહીશ છે.

કચ્છ અકરીમાંથી ધંધા માટે પ્રથમ કરમસી ઉર્ફે વેલજીભાઇના દાદા ઉમરશીભાઇ લાલજી સંવત્ ૧૯૨૦ ની સાલમાં મુંબઇ આવ્યા. અને તેઓ કચ્છ લખપતના રહીશ શેઠ ઉમરશી લધાના નામની પેઢી ચાલતી; જે પેઢી મલબારી માલનો વેપાર ચલાવતી; તેમાં જોડાયા. તે પેઢીમાં ઉમરશીના સાળા શેઠ કાનજી ભાગીદાર હતા. તેની વગથી એ પેઢીમાં જોડાયા.

ઉમરશીભાઇ સહકુટુંબ મુંબઇ આવેલ જ્યારે તેમની સાથે વેલજી-ભાઇના પીતા દેવજીભાઇ પણ સાથે આવેલ તે દેવજીભાઇ યુવાવસ્થામાં હતા. તેઓ અહીં આવ્યા પછી કામ પુરતું થોડુંક ગુજરાતી ભણ્યા અને પેઢીમાં જોડાયા જ્યાં હિસાબ, કીતાબ અને નામાનું કામ સારી રીતે અનુભવ સહિત શીખ્યા એ રીતે ધંધો કરતાં તેમને અહીં મુંબઇમાં અનુકૂળતા ન જણાતાં ઉમરશીભાઇ પાછા સહકુટુંબ સંવત્ ૧૯૩૫ની સાલમાં પોતાના વતન અકરીમાં વલી આવ્યા. અને ત્યાં ઘીનો વેપાર કરવા માંડયો. સબબ તે વખતે ઘીના ભાવ કચ્છી મણ ૧ એકની કોરી ૧૫ થી ૨૦ નો હતો. એટલે કડ પ્રગણાના તથા ગરડા તાલુકાના વાંઢીઆર ફકીરાણી જતલોકો પાસેથી ઘી ભરતા એટલે વેચાતો લેતા. અને પોતા પાસે પુરતો જથ્થો એકત્ર ( સંગ્રહ ) થયે. શેહેરોમાં વેચવા લઇ જતા તેમ કેટલાક વછાતો આવીને પણ લઇ જતા. એ ઘીના વેપાર ઉપરાંત તેઓ ખેતીનો ધંધો પણ કરતા.

ઉમરશી ભાઇને બે બ્હેનો હતી, ભાઇ નહતા પણ કુટુંબમાં બીજા કાકાઇ ભાઇ સુંદરજી તથા ખેરાજ હતા. તેમના પીતાનું નામ મુલજી હતું.

આ વેલજી ભાઇના દાદાનું નામ ઉમરશી તેમને બે દીકરા હતા.

૧ દેવજી. ૨ જેઠાભાઇ.

દેવજી ગોએલામાંથી ઠકર લક્ષ્મીદાસ વાલજીને ત્યાંથી તેમની બ્હેન વીરબાઇ વેરે પરણાવેલ. લક્ષ્મીદાસ ગોએલામાં પટેલ કહેવાતા.

જેઠાભાઇને ભાડરામાંથી ઠકર ગાંગજી દામજીને ત્યાંથી પરણાવેલ.

દેવજી ભાઇને વીરબાઇના ઉદરેથી છ દીકરા થયા. તેમાંથી પ્રથમના બે નાનપણમાં ગુજરી ગયા. ત્યાર બાદ સંવત્ ૧૯૩૫ માં કરમસી ઉર્ફે વેલજી ભાઇનો જન્મ થયો. ત્યાર પછી ચોથા નંબરના હંસરાજ અને પાંચમા નંબરના નારાણજી તથા છઠ્ઠા નંબરના વીરજી ઉર્ફે બચુભાઇ જન્મ્યા. તેમાંથી ચોથા નંબરના અને પાંચમા

નંબરના તે પણ ગુજરી ગયા. બાકી હવે બે જણ હયાત છે. તે ત્રીજા નંબરના વેલજીભાઇ અને છઠ્ઠા નંબરના બચુભાઇ હયાત છે.

એ ભાઇઓ ઉપરાંત બે બ્હેનો થઇ જેમાં મોટા આણંદબાઇ અને નાનાં મીઠાંબાઇ.

આણંદબાઇ લખપતના ઠકર મેઘજી કરમસી વેરે પરણાવેલ હતા. તે બાઇ સાંસારીક જીંદગી ગુજાર્યા બાદ પતિસહિત નિર્વંશ ગુજરી ગયા.

બીજી બ્હેન મીઠાંબાઇ તેઓને સાંધાણના ઠકર ધનજી ગોવિંદજી વેરે પરણાવેલ. એ ઘરવાસમાં બાઇને એક પુત્રી થયેલ. ચાર વરસ બાદ મીઠાંબાઇના પતિ ગુજરી ગયા. મીઠાંબાઇ વિધવા સ્થિતિમાં છે. હાલે મીઠાંબાઇની ઉમર વરસ ૪૮ ની છે. તેઓ ભણેલાં છે. સુંદર જ્ઞાન ધરાવે છે તેઓ વેદાન્તના અભ્યાસી હોઇને તેનું પઠન પાઠન કરે જાય છે. પણ જાહેરમાં તેઓ દંભ ધારણ કરી પોતાને વેદાન્ત જ્ઞાની હોવા બતાવતા નથી, આત્માનંદમાં મગન છે.

વેલજીભાઇના કાકા જેઠાભાઇ તેને બે દીકરા. આસુભાઇ તથા લધુભાઇ એ લધુભાઇ મુંબઇમધ્યે સીટના દલાલ છે.

કરમસી ઉર્ફે વેલજીના પ્રથમ લગ્ન સંવત્ ૧૯૪૭ ની સાલમાં અકરીના ઠકર જેઠાભાઇ કાનજી રવાઇની નાની દીકરી કુંવરબાઇ વેરે થયા. જેમના ઉદરથી ત્રણ છોકરા અને છ છોકરીઓ થઇ. જેમાંથી એક દીકરો અને એક દીકરી હયાત છે.

દીકરી નામે લક્ષ્મીબાઇ જે મોટી વમોટીના શેઠ પેરાજ હરિરામના પુત્ર વિઠ્ઠલદાસ ઉર્ફે રામજીભાઇ વેરે પરણાવેલ જેમનો ઘરવાસ થોડોજ વખત રહ્યો. અને રામજીભાઇ નાની ઉમરમાંજ ગુજરી ગયા. એટલે લક્ષ્મીબાઇ બાળ વિધવા છે. જે હયાત છે.

એવી રીતે કુંવરબાઇના ઉદરથી થયેલ સંતતિમાંથી બીજા જીવગત થઇ ગયા. ને કુંવરબાઇ પોતે પણ સંવત્ ૧૯૭૫ માં ગુજરી ગયા.

કુંવરબાઇથી ઉત્પન્ન થયેલ પુત્ર વિશનજી ઉર્ફે બાબુભાઇને ગઢના ઠક્કર દયાળ કરસનદાસ પ્રાગજીને ત્યાંથી પરણાવેલ.

શેઠ કરમસી ઉર્ફે વેલજીભાઇના બીજી વખતના લગ્ન સંવત્ ૧૯૭૭ માં કોઠારાના ગુગરીઆ ઠક્કર ગતનાશી અરજણના પુત્રી લીલબાઇ વેરે થયા છે. લીલબાઇ શાંત અને મીલનસાર સ્વભાવના ગૃહીણી છે.

લીલબાઇના ઉદરેથી આઠ દીકરા અને બે દીકરી થઇ તેમાંથી ચાર દીકરા અને બે દીકરી વિદ્યમાન છે.

આ જીવન ચરિત્ર સં. ૧૯૯૭ માં લખવામાં આવેલ છે. ત્યાં સુધીની આ સર્વ ઘટના સમજી લેવી.

## હવે મુંબઇના વસવાટ અને ધંધા સંબંધી.

કરમસી ઉર્ફે વેલજીભાઇનો જન્મ સં. ૧૯૩૫ ની સાલમાં થયેલ છે. તેઓ યોગ્ય વયના થયા ત્યારે પોતાની જન્મભૂમિ અકરીમાં ગુજરાતી બીજી ચોપડી સુધી ભણ્યા છે. તેમના પ્રથમના લગ્ન મુંબઇમાં થયા છે. તેઓ સં. ૧૯૪૭ ની સાલમાં મુંબઇ આવ્યા. જે વખતે તેમના કાકી સાથે હતા. અને તેમના આશ્રયે ઓરડી કરી સાથે રહ્યા. અને પછી પોતે મનમાડ પાસે “વાડી” ગામ છે. ત્યાં એક વેપારી સાથે ગયા. ત્યાં નામું શીખ્યા પણ ત્યાં ઠીક ન પડવાથી ૭ મહિના બાદ પાછા મુંબઇ વલી આવ્યા ને દેશ આંટો દેવા ગયા. તે પાછા સં. ૧૯૫૦ ની સાલમાં ફરી મુંબઇ આવી. શેઠ કુંવરજી ડુંગરશી પાસે નોકરી રહ્યા. ત્યાં તેમને પ્રથમ ઉઘરાણીનું કામ સોંપવામાં આવેલ.

એ પેઢીમાં પેહેલે વરસે તેમને દરમાસે રૂપિયા ૨૫) નો પગાર ભરી દેવામાં આવ્યો. બીજી સાલે દરમાસે રૂપિયા ૩૫) નો પગાર કરી દેવામાં આવ્યો. એવી રીતે તેમની કામ કરવાની ચાલાકીને ચીવટ જોઇ શેઠીઆઓએ સં. ૧૯૫૪ થી તેમને ભાગીદાર બનાવ્યા. તે પેઢી શેઠ કુંવરજી ડુંગરશીના નામથી અદ્યાપિ સુધી એજ નામ

કાયમ રાખી રહી છે. એ વખતે એ પેઢીમાં સદર ભાગીદાર શેઠ કુંવરજી ડુંગરશી મંગવાણાવાલા તથા બીજા ભાગીદાર ભુજ પાસેના ગામ કલ્યાણપુરના રહીશ. માલજી રતનશી અને ત્રીજા ભાગીદાર આ વેલજીભાઇ બન્યા.

એ પેઢીમાંથી માલજી રતનશી સં. ૧૯૫૦ ની સાલમાં ભાગીદારીમાંથી છુટ થયા. તેમની જગ્યાએ મંગવાણાના ઠકર લાલજી મુરારજી ભાગીદાર બન્યા.

શેઠ કુંવરજી ડુંગરશીની નાદુરસ્ત તબીયતના કારણે પોતાને વતન ગામ મંગવાણે રહ્યા. ત્યાં સં. ૧૯૭૦ ની સાલમાં તેમનો સ્વર્ગવાસ થયો.

શેઠ લાલજી મુરારજી સં. ૧૯૮૪ માં પોતાનો ભાગ બંધ કરી છુટા થઇ પોતાના વતન મંગવાણા જઇ રહ્યા.

સ્વર્ગસ્થ શેઠ કુંવરજી ડુંગરશીના સુપુત્ર શિવજીભાઇ છે. જેઓ એ કંપનીના ભાગીદાર છે.

શેઠ કુંવરજી ડુંગરશીના નામથી ચાલતી પેઢીમાં હાલ ત્રણ ભાગીદાર છે.

૧—શેઠ કરમસીભાઇ ઉર્ફે વેલજી દેવજી અકરીવાલા.

૨—શેઠ શિવજીભાઈ કુંવરજી ડુંગરશી મંગવાણાવાલા.

૩—શેઠ શા. જીવરાજ નાંયાં કચ્છીદશા ઓશવાળવાણીઆ. જેઓ હાલે જામનગર તાબે રંગપુરના રહીશ છે.



## શેઠ વેલજીભાઇ દેવજીના સખાવતી કામોની યાદી.

૧—સં. ૧૯૯૦ ની સાલમાં કચ્છ ચડોપડી ગામમાં મહાદેવનું મંદિર જીર્ણ થઇ જવાથી તેમાં રીપેરીંગ કામ કરાવ્યું. અને તે મંદિરના પડખામાં જમીન હતી. તે ગરાસીઆઓ પાસેથી લઇ મંદિરના પડખામાં ધર્મશાળા બંધાવી છે. એ સર્વ કામ ઉપર રૂપિયા ૮૦૦) આઠસો ખર્ચ થયેલ છે.

૨—ગામ ખારઇ અને ગામ વાઇયોરના વચ્ચેની ટેકરીપર મહાદેવનું મંદિર છે. તે જીર્ણ થઇ ગયેલ તે પર રૂપિયા ૧૫૦) દોઢસો ખરચી રીપેર કામ કરાવી દીધું.

૩—ગામ ગોએલાની નદીમાં ઇંદ્રીનામની નાની વાવ છે. તેનું રીપેર કામ કરાવતાં રૂપિયા ૧૫૦) દોઢસો ખર્ચ કરેલ.

૪—જુણાગીઆ ગામે પાણીનો વીઅરો ( નાની વાવડી ) કરાવી દીધો.

૫—રામપર અબડાવાલીમાં દારૂવાસ્થાન કરાવવામાં આવેલ છે. તેમાં રૂપિયા ૧૫૦) દોઢસોની મદદ કરી છે.

૬—ગામ સુડધ્રોમાં મહાદેવના મંદિરના રક્ષણ સારૂ કમ્પાઉન્ડ તથા જાળીઆ કરાવી આપેલ છે. તે પર રૂપિયા ૧૫૦) દોઢસો ખર્ચ કરેલ છે.

૭—ગામ ગોએલા અને મોખરા વચ્ચે તલાવડી છે. તેમાં સં. ૧૯૯૨ ની સાલમાં રૂપિયા ૧૦૦) એકસો ખરચી ખાણેત્રો કરાવી દીધો.

૮—પોતાની જન્મભૂમિ ગામ અકરીમાં મહાદેવનું મંદિર જીર્ણ થઇ ગયેલ તેનું રીપેરીંગ કામ કરાવ્યું. તે પર રૂપિયા ૧૦૦) એકસો અકરીના જાગીરદાર જાડેજા મેરામણજી જશાજી માર્ફત ખર્ચ્યા.

૯—સં. ૧૯૫૫ થી આજ સુધી ગામ અકરીમાં પક્ષીને ચણ અને કુતરાઓને રોટલા દરસાલે ચાલુ છે. અને દરસાલે ઉનાળામાં ચાર માસ પાણીનો અવાડો ભરાવવામાં આવે છે. જેમાં જાનવરો પાણી પીએ છે. તેના ખર્ચનો જે આંકડો આવે તે ચુકવી દેવામાં આવે છે.

એવી રીતે શેઠ વેલજી ભાઇ દેવજી પોતાના દ્રવ્યનો સદ્ઉપયોગ કરી રહ્યા છે. પરમાત્મા તેમને દીર્ઘાયુષ્ય બક્ષી. આવા પરમાર્થિક કામો કરવાની વધારે શકિત આપો.

॥ श्री रामचन्द्रो विजयतेतराम् ॥

॥ श्री गणेशाय नमः ॥



# ॥ अथ श्री रामारण्य माहात्म्य प्रारंभः ॥



## ग्रन्थ कर्तुः मंगलाचरणम्.

शार्दुल विक्रीडित छंद.

यः पूर्णः परमेश्वरोऽखिल गुरुः सर्वात्मसाक्षीपरो ।
ये-नैषा रचितास्ति सृष्टि रखिला योऽन्तर्बहिस्तिष्ठति ॥
यत्सत्ता वशतोऽखिलं जगदिदं संदृश्यते सत्यवत् ।
देवोऽसौ विदधातु सौख्यमतुलं श्रीकौशलेन्द्रः प्रभुः ॥ १ ॥

ટીકાઃ—મૂલ ગ્રંથ કર્તાનું મંગલાચરણ.

જે સદા પૂર્ણ અને જે સર્વના નિયંતા ને અખિલ બ્રહ્માંડના ગુરૂ છે, અને જે સર્વ દેહધારીઓના સાક્ષી ને પ્રપંચથી પર છે. તે પરમાત્માએ જેમણે આ સૃષ્ટિ રચી છે, ને જે પ્રાણી માત્રના અન્તર્યામી છે, તેમજ બહાર પણ વિભુ રૂપે વ્યાપક છે. જેની સત્તાથી આ જગત્ અસત્ય છે; છતાં પણ સત્યની માફક દેખાય છે. એવા દેવ પરમાત્મા શ્રી કોશલ દેશના અધિપતિ શ્રી રામચંદ્રજી ઘણું સૌખ્ય આપો. ॥૧॥

## अनुवादकर्तुः मंगलाचरणम्.

यदारामारण्ये निवसतः पूरा लक्ष्मण सखः ।
तदा रामोरामः सकलजन ताप निसूदनः ॥
पितुराज्ञाधारी विबुधजन सुपूजित तनूः ।
हृदिवासोरामो मम भवतु बुध्येक शरणः ॥१॥

ટીકાઃ—અનુવાદ કરનારનું મંગલાચરણ.

જ્યારે ભગવાન શ્રી રામચંદ્રજી, શ્રી લક્ષ્મણજીની સાથે અહીંઆ (રામારણ્યમાં) નિવાસ કર્યો, ત્યારે સર્વ લોકોને આનંદ પમાડી તથા તેઓના ત્રિવિધ તાપનું નિવારણ કર્યું હતું. તેમજ પિતાની આજ્ઞાને શિરોધાર્ય કરી જેથી બુદ્ધિમાનો (દેવતાઓ) પણ જેમની મૂર્ત્તિની ઉપાસના કરે છે, તે શ્રી રામચંદ્રજી મ્હારા હૃદયમાં સદૈવ વસીને મ્હારી બુદ્ધિને શરણ આપો. ॥૧॥

## श्री गुरु शिष्य संवादे रामारण्य माहात्म्य प्रारंभः

शिष्य उवाच.

अनुष्टुप् छंद.

माहात्म्यं सर्वं तीर्थानां श्रुतं विस्तरतो मया ।
नियमानां विधिश्चैव त्वतो बुद्धि मतांवर ॥१॥
अधुना श्रोतुमिच्छामि कृपास्ति यदि ते मयि ।
रामारण्यस्य माहात्म्यं पावनं कल्मषापहम् ॥२॥

कस्मिन्देशे इदं तीर्थं को विधि स्तस्य दर्शने ।
स्नाने, दाने च किं पुण्यं कथयस्व दयानिधे ॥३॥

ટીકાઃ—શિષ્ય ગુરૂને પૂછે છે.

હે ગુરૂદેવ! પૂર્વે તમારાથી સર્વ તીર્થોનાં માહાત્મ્ય મેં વિસ્તારથી સાંભળેલ છે, તેમ વ્રતોનો વિધિ પણ હે બુધ્ધિમાનમાં શ્રેષ્ઠ! આપ પાસેથી સાંભળેલ છે. ॥૧॥ હવે જો આપની મારા પર કૃપા હોય તો પાપને નાશ કરનારૂં રામારણ્યનું માહાત્મ્ય સાંભળવાની હું ઇચ્છા રાખું છું. ॥૨॥ તે તીર્થ કયા દેશમાં છે, ને તેના દર્શનમાં શો વિધિ છે. ત્યાં સ્નાન, દાન કરવામાં શું પુણ્ય છે, તે હે! દયાના સમુદ્ર, મને વર્ણવીને કહો. ॥૩॥

गुरु रुवाच.

अनुष्टुप् छंद.

सिंधु सौवीर योर्मध्ये सौराष्ट्रादुत्तरे च वै ।
समुद्रा वर्तिनो देशः कच्छेति परिकीर्त्तितः ॥४॥

मंदाक्रान्ता छंद.

कच्छांते सिंधुतीरे शुभतरु गहने पश्चिमे दिग्विभागे ।
सिध्धानां संनिवासे बहुजल निवहे स्रोतसां संप्रवाहे ॥
रामारण्येति तीर्थं प्रथित गुणगणैः सर्व तीर्थाग्र गण्यं ।
ध्यानात् संदर्शनाद्वा सकल जनगतं पापराशिं धुनोति. ५॥

ટીકાઃ—ગુરૂ કહે છે,

સિંધુ અને સૌવીર દેશનાં મધ્યમાં, ને સૌરાષ્ટ્રથી ઉત્તર ભાગમાં સમુદ્રથી ચોમેર ઘેરાયેલો "કચ્છ" એવા નામથી જે દેશ પ્રખ્યાત છે. ॥૪॥ તે કચ્છ દેશના અંતમાં સમુદ્રને કિનારે શ્રેષ્ટ તરૂઓથી ગહન એવી પશ્ચિમ દિશામાં સિધ્ધોના સામીપ્યમાં જ્યાં જળ પ્રવાહ સદા વહ્યા કરે છે.* સર્વ તીર્થમાં પ્રથમ ગણુવા લાયક પ્રખ્યાત છે. ગુણુગણો જેના, રામારણ્ય એવા નામનું ક્ષેત્ર જેના સ્મરણુ અને દર્શન કરવાથી સકલ મનુષ્યોના પાપના સમુદાય ધોવાઈ જાય છે. ॥૫॥

माहात्म्यं तस्य वक्ष्यामि श्रृणुष्वैकाग्र चेतसा ।
यस्य श्रवण मात्रेण नरः पापाद्विमुच्यते ॥६॥
दूरा दृष्ट्वा हरेः स्थानं पवित्रं पाप नाशनं ।
प्रणामं कुरुते प्रेम्णामुच्यते सर्वे पातकैः ॥७॥
यानानि तु परित्यज्य भाव्यं पादचरै नरै : ।
भक्त्या च विलुठे त्तत्र कुर्याद्विषं च कार्पटम् ॥८॥

* સીધ્ધોના સામીપ્યમાં જ્યાં જળ પ્રવાહ સદા વહ્યા કરે છે એ શબ્દના માટે કદી એવી આશંકા રહે કે સિધ્ધો ક્યાં રહેતા અને જળ પ્રવાહનું વહન ચાલુ ગતિમાન ક્યાં હતું અને હાલ ક્યાં છે કે જેની ઘટના બતાવી છે. તેના ખુલાસામાં કે નારાયણ-સરોવર જેવા પવિત્ર તીર્થમાં જ્યાં રાજર્ષિ પ્રાચીન બર્હિના દશ

ટીકાઃ—

તેનું માહાત્મ્ય હું તમને કહીશ. તે તમો એકાગ્ર ચિત્ત વડે સાંભળો. માહાત્મ્ય શ્રવણથી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. ॥૬॥ ત્યાં પવિત્ર અને પાપને નાશ કરવા વાળું એવું શ્રી હરિ ( શ્રી રામચંદ્રજી ) નું મંદિર દૂરથી જોઇને જે મનુષ્ય પ્રણામ કરે છે; તે સર્વ પાપથી મુક્ત થાય છે. ॥૭॥ એ પવિત્ર તીર્થના પાસે આવતાંજ વાહનનો ત્યાગ કરી મનુષ્યે પગે ચાલવું. ભક્તિપૂર્વક પૃથ્વી ઉપર લોટવું અને કાર્પટિક વેશ* કરવો. ॥૮॥

मुंडनं चोपवासश्च सर्वे तीर्थेष्वयं विधिः ।
वर्जयित्वा कुरुक्षेत्रं विशालं विरजं गयाम् ॥९॥
आश्रमो रमणीयोहि सर्वतो विपुल द्रुमैः ।
खर्जूरी प्लक्षन्यग्रोधै र्नदी तीररुहै स्तथा ॥१०॥

---

પુત્રો પ્રચેતાઓએ દશ હજાર વર્ષ પર્યંત તપશ્ચર્યા કરેલ છે. તે સિધ્ધ પુરૂષોના નિવાસના સામીપ્યમાં રામારણ્ય ( રામવાડા ) તીર્થ છે. અને પૂર્વે ( પુરાતન કાળમાં ) શ્રી નારાયણ સરોવર પાસેથી અખંડિત સિંધુ નદીનું વહન ચાલુ હતું પરન્તુ તે ઇ. સ. ૧૮૧૯ તથા ૧૮૪૫ ના સૈકામાં ધરતીકંપ થવાથી સિંધ દેશના પૂર્વ વિભાગના ગામ રાયમાંબજાર પાસે અરડબંધ નામના ધરતીના ઉપસેલા ભાગના યોગે એ સિંધુનું વહન બંધ થઇ ગયેલ છે.

* ભગવાં વસ્ત્ર ધારણ કરી તીર્થયાત્રામાં ફરનાર કુશળ કહેવાય છે. એ વાત શાસ્ત્ર વિહિત છે પરંતુ સ્પષ્ટતાએ ગૃહસ્થધર્મ માટે સાદો પોષાક પહેરવો એવો ધ્વનિ કાર્પટિક શબ્દનો છે.

અનુવાદક.

उदुंबरादिभिर्वृक्षैरन्यै र्नानाविधै रपि ।
तपोवन समं दिव्यं प्राचीनं भुवि विश्रुतम् ॥११॥

ટીકાઃ—

કુરૂક્ષેત્ર, વિશાલ, વિરજ અને ગયા એ તીર્થોને મૂકી બાકીના સર્વ તીર્થોમાં મુંડન અને ઉપવાસ કરવાનો વિધિ શાસ્ત્ર સંમત છે. તદનુસાર (તેવી રીતે) આ રામારણ્ય તીર્થમાં તે વિધિઓ અવશ્ય કરવી જોઇએ. ॥૯॥ એ રામારણ્ય તીર્થ નદીના તટ પર હોઇને અતિ રમણીય છે. કેવી રીતે કે: તે નદીના કિનારા પર નાના પ્રકારના દ્રુમો (વૃક્ષો) જેવા કેઃ—ખજૂર, પીપળા, વડ અને ઉમરો ઇત્યાદિક અનેક વૃક્ષોએ કરીને શોભિત છે. પૃથ્વીમાં વિખ્યાત એવા પ્રાચીન દિવ્ય તપોવનની માફક તે છે અને તેવાજ કારણે શ્રી રામચંદ્રજીએ ત્યાં ચૌદ વર્ષના વનવાસની મુદતમાં અમુક સમય પર્યંત વાસ કરેલ છે. જેથી તે રામાશ્રમ એટલે રામારણ્યના નામથી પ્રસિદ્ધ છે. ॥૧૦, ૧૧॥

यत्र संनिहितो नित्यं परमात्मा रघूत्तमः ।
सीतया साहितो रामो लक्ष्मणेन समन्वितः ॥१२॥
राम एव परंब्रह्म सच्चिदानंद विग्रहः ।
इति संचितयन्मर्त्यो मुच्यते कर्म बंधनैः ॥१३॥
त्रिरात्रं पंचरात्रं वा निवसेद्राम चेतसः ।
प्राप्नोति परमं स्थानं रामचन्द्र प्रसादतः ॥१४॥

ટીકા:—

તે આશ્રમમાં પરમાત્મા શ્રી રામચંદ્રજી, શ્રી સીતાજી અને શ્રી લક્ષ્મણજી સહવર્તમાન (સહિત) હંમેશાં બિરાજે છે. ॥૧૨॥ શ્રી રામચંદ્રજીજ આનંદ રૂપ સચ્ચિદાનંદ રૂપ છે. એવી રીતે ચિંતવન કરતો મનુષ્ય કર્મબંધનથી મુક્ત થઈ જાય છે. ॥૧૩॥ ત્રણ રાત્રી અથવા પાંચ રાત્રી પર્યંત જે મુમુક્ષુ યાત્રી આ પવિત્ર રામારણ્ય ક્ષેત્રમાં નિવાસ કરે છે. અને પોતાનું મન શ્રી રામચંદ્રજીમાં રાખે છે. તે તેમની ( શ્રી રામચંદ્રજીની ) કૃપાથી પરમ સ્થાનને પામે છે. એટલે ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. ॥૧૪॥

रामेति राघवेन्द्रेति शद्धश्च श्रुयते खलुः ।
आश्चर्य जनको यत्र घंटानाद स्तथैवच ॥१५॥
सिद्धानां पठतांचापि स्तोत्रस्य मधुरो ध्वनिः ।
दुराद्दि श्रुयते दिव्यः श्रोतॄणां सुखवर्धनः ॥१६॥
सिद्धानांच निवासोऽत्र गुहायां हि मयाश्रुतः ।
त्रय सिद्धा स्तपो निष्ठाः संति तस्मिन् गुहाश्रमे ॥१७॥

ટીકા:—

તે આશ્રમમાં આશ્ચર્યજનક એવા હે રામ! હેરામ ! હે રાઘવ ! એવા શબ્દો સત્ શ્રધ્ધાળુ ભાવિક જનને સંભળાય છે. તેમજ કયારેક ઘંટાનાદથતા પણ વારંવાર સંભળાય છે. ॥૧૫॥ તેમજ સિધ્ધ પુરૂષોનો પવિત્ર સ્તોત્રોનો પાઠ

કરવાનો મધુર ધ્વનિ (મીઠો અવાજ) તે પણ કાનને સુખ આપનાર દૂરથી સંભળાય છે. ॥૧૬॥ વળી એ આશ્રમમાં આવેલી ગુફાઓમાં સિધ્ધ પુરૂષોનો નિવાસ છે, એવું પણ મેં સાંભળ્યું છે. તપ નિષ્ઠાવાળા ત્રણ પુરૂષો ( શ્રીરામચંદ્રજી શ્રી સીતાજી અને શ્રી લક્ષ્મણજી ) તે ગુફામાં વસે છે. ॥૧૭॥

यात्रार्थिना तु प्रथमं गंतव्यं रामसंनिधौ ।
प्रणामो दंडवत् कार्यः श्रद्धाभक्तिपुरः सरः ॥१८॥
प्राचीनाः प्रतिमा दिव्या शोभन्ते हरि मंदिरे ।
नामानि तेषांवक्ष्येऽहं मूर्तीनां शृणु तेऽनघ ॥१९॥
श्रीरामो लक्ष्मण श्चैव सीताजनक नंदिनी ।
पार्श्वेतु दक्षिणे भाति भगवान् द्वारिकापतिः ॥२०॥

ટીકાઃ—

યાત્રાળુ સજ્જનોએ પ્રથમ જ્યાં ભગવાન શ્રી રામચંદ્રજી બીરાજે છે; તેની સંનિધિ (સમીપે) માં આવી શ્રદ્ધા અને ભકિતપૂર્વક દંડવત્ પ્રણામ કરવા. ॥૧૮॥ તે મંદિરમાં પ્રાચીન પ્રતિમાઓ ( મૂર્તિઓ ) શોભે છે, તે મૂર્તિઓના નામ, હે! પાપરહિત હું તને કહું છું તે સાંભળ. ॥૧૯॥ શ્રી રામચંદ્રજી, શ્રી લક્ષ્મણજી, જનકનંદિની શ્રી જાનકીજી (સીતાજી) બીરાજે છે; અને તે મૂર્તિઓની દક્ષિણ બાજુ શ્રી દ્વારિકેશજી એટલે શ્રીદ્વારિકાધિશજી બીરાજે છે. (તેમની પ્રતિમા છે.) ॥૨૦॥

रुक्मिणी सत्यभामाच्च तथा जांबवती सती ।
वामभागे स्थिता नित्यं श्रीहरेः प्रिय कारणात् ॥२१॥
गुरुत्मान् सन्मुखे यस्य वामे तिष्ठति मारुतिः ।
गणाधिपो दक्षिणस्यां तास्मिन् भगवदालये ॥२२॥
तेषां वै दर्शनं कृत्वा दंडवत प्रणिपत्यच्च ।
प्राञ्जलिः प्रयतोभूत्वा श्लोकमे नं पठेत्सुधी ॥२३॥

ટીકાઃ—

ત્યાં રૂક્મિણી, સત્યભામા તથા શ્રી જાંબુવતી શ્રી હરિના પ્રિય માટે વામ ભાગમાં હંમેશા બીરાજે છે ॥૨૧॥ તે ભગવદ્ મંદિરમાં ગરૂડજી સન્મુખ બીરાજે છે. શ્રી હનુમાનજી વામ ભાગે (ડાબી બાજુ) બીરાજે છે. દક્ષિણ બાજુ શ્રી ગણપતિજી બીરાજે છે. ॥૨૨॥ તેઓનાં દર્શન કરી દંડવત્ પ્રણામ કર્યા બાદ દ્વિ હસ્ત સંપૂટ કરી (બે હાથ જોડી) નીચેનો શ્લોક ભણવો બોલવો. ॥૨૩॥

श्रीराम करुणा सिंधो भक्तवत्सल ईश्वर ।
गोपृत्वात्वं सर्व लोकानां प्रसन्नोरघुनंदन ॥२४॥

ટીકાઃ—

હે ભકત વત્સલ કરૂણાસિંધુ; સર્વ લોકના (ચૌદ ભુવનના) રક્ષક શ્રી રામચંદ્રજી અમારા પર પ્રસન્ન થાઓ. ॥૨૪॥

कीर्तनं रामनामश्च तत्रकार्यं महात्माभिः ।
श्रीरामस्यच्च सान्निध्ये पठेन्नाम सहस्रकम् ॥२५॥
श्रीमद्रामायणस्यात्र वाल्मीकि रचितस्यच ।
नवाह वाचनं कार्यं तेन तुष्यति राघवः ॥२६॥
अकामः सर्व कामोवा पठेद्रामायणं नरः ।
रामच्चन्द्र प्रसादेन वांच्छितं लभते फलम् ॥२७॥

ટીકાઃ—

પછી તે મંદિરમાં રામ નામનું કિર્ત્તન કરવું, અને રામસહસ્ત્ર નામનો પાઠ કરવો. ॥૨૫॥ અને વાલ્મીકિ રામાયણની નવાહ (નવ દિવસની) પારાયણ કરવી. (કથા વાંચવી.) તેથી શ્રી રામચંદ્રજી પ્રસન્ન થાય છે. ॥૨૬॥ કામનાથી અથવા કામના રહિત થઈને જે રામાયણનું પઠન કરે છે, તેને શ્રી રામચંદ્રજીની કૃપાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે. ॥૨૭॥

रामायण समं दिव्यं त्रैलोक्ये नैवविद्यते ।
तस्माद् वश्यं श्रोतव्यं पठितव्यं मुमुक्षुभिः ॥२८॥
स्तवराजं पठेद्यस्तु रामरक्षां तथैव च ।
ते न पुण्य प्रभावेण याति विष्णोः परं पदम् ॥२९॥
ततो रामसर तीर्थं गच्छेत् बंधुजनैर्वृतः ।
बृहदारण्यकं पश्चात् क्षेत्रं दिव्यं सनातनम् ॥३०॥

रामकुंडे ततो गच्छेत् पवित्रं पाप नाशकम् ।
नमोऽस्त्वित्यादिकै मंत्रैःपठित्वा स्नान माचरेत् ॥३१॥

ટીકા:—

રામાયણુ સમાન ત્રિલોકમાં દિવ્ય બીજું કંઇ નથી. માટે મોક્ષની ઇચ્છા કરનારાઓએ અવશ્ય રામાયણનું પઠન, પાઠન તથા શ્રવણ કરવું જોઇએ. ॥૨૮॥ શ્રી રામસ્તવરાજ અને રામરક્ષાનું પઠન જે કરે છે તે પુણ્યનાં પ્રભાવથી વિષ્ણુ લોકને પામે છે ॥૨૯॥ ત્યાર પછી રામાસર* નામનાં તીર્થ પ્રત્યે કુટુંબ સહિત જવું; ત્યાર પછી જૂનુ એવું બૃહદ્દારણ્યક નામનું જે ક્ષેત્ર છે ત્યાં જવું. ॥૩૦॥ પછી ત્યાં નદીના મધ્યમાં રામકુંડ પ્રત્યે જવું; તે કુંડ પવિત્ર અને પાપને નાશ કરનાર છે. ત્યાં નમોઽસ્તુ ઇત્યાદિ બએ મંત્રો ભણવા ને પછી સ્નાન કરવું. ॥૩૧॥

ॐ नमोस्तु देवदेवाय शितिकंठाय दंडिने ।
रुद्राय चाप हस्ताय चक्रिणे वेधसे नमः ॥३२॥
सरस्वतीच सावित्री वेदमाता गरीयसी ।
सन्निधात्री भवत्वत्र तीर्थे पापप्रणाशिनी ॥३३॥
सीताकुंडाद्विनिः सृत्य हृदे गच्छति तज्जलम् ।
हृदोऽयं पादपैर्व्याप्तो नद्या मध्ये प्रतिष्ठितः ॥३४॥

*તે તીર્થમાં મંદિરના મકાનની બહાર ટેકરીપર નૈઋત્ય કોણમાં રામસર નામનું તળાવ છે.

तास्मिन् प्रवाहे स्नातव्यं कुर्याच्च पितृतर्पणं ।
तीर्थे शौचं न कुर्वीत कुर्यादुध्दृत वारिणा ॥३५॥

ટીકા:—

શ્રી દેવોના દેવ શ્રી રામચંદ્રજી જેનો મોર પક્ષીના જેવો સુંદર કંઠ પ્રદેશ છે; રૂદ્રનું (શ્રી મહાદેવનું) ધનુષ્ય જેણે ધારણ કરેલ છે; ને હાથમાં જેણે ચક્ર ધારણ કર્યું છે. એવા તે સમર્થ પ્રભુને હું નમસ્કાર કરૂં છું. ॥૩૨॥ સરસ્વતી, સાવિત્રી, વેદમાતા પાપને નાશ કરનારી તેઓ આ તીર્થમાં સંનિવાસ કરનારી થાઓ. ॥૩૩॥ સીતાકુંડમાંથી નીકળી જે જળ રામકુંડમાં જાય છે; તે રામકુંડ નામનું તીર્થ નદીના મધ્યમાં આવેલું છે. ॥૩૪॥ તે પવિત્ર તીર્થમાં સ્નાન કરવું. પણ તેજ તીર્થમાં શૌચ ક્રિયા કરવી નહિ. જુદા પાત્રમાં પાણી લઇ બહાર શૌચ માટે જવું. ॥૩૫॥

येषां मृतानांचास्थीनिपातयंति हि तज्जले ।
ते प्रेतभावं संत्यज्य प्राप्नुवंति शुभांगातिम ॥३६॥
पितृपिंडान् ततोदद्यात् श्राध्दं कृत्वा विधानतः ।
जप होमादिकं कर्म विधेयं काय शुध्दये ॥३७॥
सीताकुंडे ततोगत्वा स्नात्वा संध्या समाचरेत् ।
अकृत्वा वैदिकं नित्यं प्रत्यवायी भवेन्नरः ॥३८॥
तस्माद वश्यं कर्तव्यं संध्योपासन मुत्तमम् ।
तदभावेऽन्य कर्मादावधिकारी भवेन्न हि ॥३९॥

संध्यां विधाय तत्कुंडे पूजयेद्रामवल्लभाम् ।
विधिवत्तां जगद्धात्रीं स्तुतिं पाठं पठेत्ततः ॥४०॥

ટીકાઃ—

આ તીર્થમાં મરી ગયેલા મનુષ્યોનાં અસ્થિને તે જળમાં એટલે રામકુંડમાં નાંખે છે તેના પ્રભાવથી તે મરનાર પ્રેત-ભાવથી મુક્ત થઇ સદ્ગતિને પામે છે એટલે પિતૃયોનિને પ્રાપ્ત થાય છે. જે પિતૃયોનિ દેવ રૂપ હોવા વેદ શ્રુતિ કહે છે. **पितृ देवो भव.** ॥૩૬॥ ત્યાં પિતૃ માટે પિંડદાન, શ્રાદ્ધાદિક, વિધિથી થાય છે અને તેના અંગે દેહ શુદ્ધિ માટે જપ હોમાદિક કર્મ કરવાં ॥૩૭॥ અને સીતાકુંડમાં સ્નાન કરીને સંધ્યા વંદનાદિક કરવું જે મનુષ્ય સંધ્યો-પાસનાદિ નિત્ય કર્મ નથી કરતા તે પ્રત્યવાયી કહેતાં પ્રાયશ્ચિત્તિ થાય છે. ॥૩૮॥ તે કારણથી દરેક મનુષ્યે ( દ્વિજવર્ણે ) અવશ્ય સંધ્યોપાસના કરવી. તે સિવાય બીજાં કર્મ કરવાનો અધિકાર થતો નથી. માટે પ્રથમ નિત્ય નૈમિત્તિક સંધ્યો-પાસનાદિ કર્મ કરવાં ॥૩૯॥ સંધ્યાવંદનાદિક ક્રિયા કરી લીધા પછી તે સીતાકુંડમાં શ્રી જગત્ જનની **શ્રી** રામ વલ્લભા શ્રીસીતાજીનું ધ્યાન ધરવું અને તેમનું પૂજન વિધિપૂર્વક કર્યા બાદ નિમ્ન લિખિત સ્તુતિ પાઠ કરવો. ॥૪૦॥

## " श्री सीताजीनी स्तुति "

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત.

हे सीते जनकात्मजेऽवनिसुते श्रीरामचंद्रःप्रिये ।
हे स्थित्यादि विधानकृद्भगवति ब्रह्मादि त्रिर्वंदिते ॥

हे वातात्मज वांच्छितार्थ फलदे कारुण्य पूर्णाशये।
मातःपालय सर्वदा शरणदे दीनंजनं तावकम्. ॥४१॥

ટીકાઃ—

હે! જગત જનની, જનક સુતા, અવની પુત્રી (પૃથ્વી માંથી ઉત્પન્ન થયેલાં) અને શ્રી રામચંદ્રજીના વલ્લભા એટલે પ્રિયા કે જે જગતનું પાલન અને લય કરવાવાળાં તેમજ તેનું વિધાન કરવા કરૂણાપૂર્ણ એવા હે, માત સીતાજી હું દીન જન આપના શરણે આવેલો છું તેની રક્ષા કરો ॥૪૧॥

ततो सिद्धगुहां गच्छेत् सेवितांसिद्ध योगिभिः।
तस्याग्रे वर्तते नद्यां नाम्ना ध्यान हृदं महत् ॥४२॥
तत्रस्थित्वा क्षणं भुमौ राम राम इति स्मरेत्।
मूर्ध्नां प्रणामं कुर्वीत सिद्धानुद्दिश्य भक्तितः॥४३॥
ततो सिद्धगिरं गच्छेत् कृत्वाचैव प्रदक्षिणाम्।
पुनरागमनं कार्यं श्रीहरेर्मंदिरं प्रति. ॥४४॥

ટીકાઃ—

ત્યાર પછી સિધ્ધ ગુફા પ્રત્યે જવું. જ્યાં ચિરંજીવી સિધ્ધ મહાત્માઓનું આશ્રમ છે. ત્યાં ગુફાની આગળ નદીમાં ધ્યાન નામનું મોટું જળાશય છે; તે સ્થળે ક્ષણવાર બેસી શ્રી રામ, શ્રીરામ, એમ શ્રીભગવદ્દનામનું સ્મરણ કરવું. અને ભકિતપૂર્વક હાથ જોડી મસ્તક નમાવી સિધ્ધ પુરુષોને

ઉદ્દેશીને પ્રણામ કરવા. ॥૪૨, ૪૩॥ અને ત્યાર પછી સિધ્ધ પર્વત પ્રત્યે જવું. તેની પ્રદક્ષિણા કરવી ને ત્યાર બાદ પ્રભુના મંદિરમાં આવવું. ॥૪૪॥

જ્યાં.

## दानादिक सूचन.

ब्राह्मणान् भोजयेच्छक्त्या ततो दद्याच्च दक्षिणां ।
श्रीरामचंद्र प्रीत्यर्थं गां च दद्यात्पय स्त्रिनीम्. ॥४५॥

ટીકા:—

જ્યાં આવી બ્રાહ્મણોને મીષ્ટાન્ન ભોજન કરાવી, યથા શકિત દાન દક્ષિણા આપવી. ને શ્રી રામચંદ્રજીની કૃપા પ્રાપ્તિ માટે પ્રભુ સેવામાં ભોગ સામગ્રીમાં ઉપયોગ લેવાય માટે સવત્સા દૂધાળી ગાય આપવી. ॥૪૫॥

एवं विधेन विधिना रामारण्य प्रदाक्षिणां ।
कुरुते श्रद्धया यस्तु सशुभं लभते फलम्. ॥४६॥

ટીકા:—

એ વિધિ પ્રમાણે જે રામારણ્યની શ્રધ્ધાપૂર્વક પ્રદક્ષિણા કરી યાત્રા કરે છે તે શુભ ફળને પામે છે. ॥૪૬॥

**इतिश्री इतिहास समुच्चये गुर्जर भाषांतर युक्ते श्रीरामारण्य माहात्म्ये गुरु शिष्य संवादे प्रथमोऽध्याय समाप्तोयम्.**

**श्रीरस्तु.**



# अथ द्वितीयोऽध्याय

॥ श्री रामचंद्रः प्रसन्नोऽस्तु. ॥ शुभं भवतु. ॥

शिष्य उवाच.

केषां पूर्व निवासोऽभूदस्मिन् स्थाने महात्मनाम ।
भगवन्ब्रूहिमे सर्वमितिहासं पुरातनम. ॥१॥

ટીકાઃ—શિષ્ય ગુરૂને વિનવે છે કે,

હે ! ગુરૂજી પૂર્વે અહીં ( રામારણ્ય તીર્થ ભૂમિમાં ) કોનો નિવાસ હતો. તે સર્વ પુરાતન ઇતિહાસ મને કૃપા કરીને કહો. ॥૧॥

गुरु रुवाच.

या सूतेन पुरा प्रोक्ता शौनकाद्य महर्षये ।
तां कथां कथयिष्यामि सावधान तया शृणु. ॥२॥

ટીકાઃ—ગુરૂ કહે છે,

જે કથા પૂર્વે સૂત પૌરાણિકે શૌનકાદિ ઋષિઓને કહી સંભળાવી હતી. તે કથા હું તને કહું છું. તે સાવધાન થઇને સાંભળ. ॥૨॥

एकदा नैमिषारण्ये ऋषयः शौनकादयः ।
पप्रच्छुरादरात् सूतं कथां पौराणिकीमिमाम्. ॥३॥

ટીકાઃ—

એક દિવસે નૈમિષારણ્યના વિષે શૌનક આદિ ઋષિઓ આદરપૂર્વક આ કથા (નિમ્ન લિખિત.) મહર્ષિ સૂત પૌરાણિકજીને પૂછતા હવા. ॥૩॥

ऋषय ऊचुः

हे हये निहते सूत रामेणानंत मूर्तिना ।
कथं निःक्षत्रियाभूमि कृतातेनच्च विष्णुना. ॥४॥

ટીકાઃ—

ઋષિયો પૂછે છે.

હે પૂજ્ય મહર્ષિ સૂત પૌરાણિકજી ! અનંતમૂર્ત્તિ એવા વિષ્ણુરૂપ શ્રી પરશુરામજીએ નિઃક્ષત્રિયપૃથ્વી શા માટે કરી તે કથાનક અમને વિસ્તારપૂર્વક કહો. ॥૪॥

सूत ऊवाच.

नमस्कृत्वा मुनीन्वक्ष्ये नारायण कथांपराम् ।
यां श्रुत्वा मुच्यतेजंतुर्जन्म संसार संभवात्. ॥५॥

ટીકાઃ—

સૂત પૌરાણિક શૌનક આદિ ઋષિઓને કહે છે કેઃ—

મુનીઓને નમસ્કાર કરી નારાયણની કથા કહું છું. તે સાંભતાં મનુષ્ય જન્મ, સંસારના સંભવથી મુકાઈ જાય છે. ॥૫॥

हैहये निहतेरामः क्षत्रांताय मनोदधे ।
हैहयै क्षात्रपुत्रैर्मेत्पितृ हननं कृतम् ॥६॥
एतास्मिन्नंतरे काले क्षत्रियाणांक्षये तदा ।

सप्तम श्लोक पूर्वार्द्ध.

टीका:—

સહસ્ત્રાર્જુનના પુત્રોએ મ્હારા પિતાનું નિધન કર્યું. કહેતાં માર્યા પરશુરામજીએ* સહસ્ત્રાર્જુનને મારી ત્યારબાદ તેમણે એવો નિશ્ચય કર્યો કે સહસ્ત્રાર્જુનના તમામ પુત્રોને મારી; અને હું દુષ્ટ ક્ષત્રિય માત્રનું નિકંદન કાઢીશ. ॥૬॥ તથા અર્ધા સાતમા શ્લોકના પૂર્વાર્દ્ધનું ભાષાંતર.

सूर्यवंशोद्भवो राजा सौरवृत्त परायणः ॥७॥
रामस्यचभयात् पूर्वं रत्नसेनो महीपतिः ।
स्थितोऽसौ गुप्त रूपेण भार्या पंचक संयुतः ॥८॥
रामबाणभयोद्विग्नो नगर स्थानतो गृहात् ।
निश्चक्राम तदाकष्टात् सिंधु सौवीरकाधिपः ॥९॥

* જમદગ્નિના પુત્ર.

यदा कदाचित् गच्छेरन् मत्प्राणाःक्षणध्वंसिनः ।
तदामे संतति स्तिष्ठेद्गर्भगास्तां न संशय. ॥१०॥

ટીકાઃ—

એ વખતે સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલ શૌર્યવૃત્ત પરાયણ એવો. ॥૭॥ સાતમાં શ્લોકના ઉત્તરાર્દ્ધનું ભાષાંતર.

રત્નસેન નામનો રાજા શ્રીપરશુરામજીના ભયથી વ્યાકુળ થયેલો થકો; પોતાની પાંચ રાણીઓ સહિત છુપાઈ રહ્યો ॥૮॥ તે રત્નસેન રાજા શ્રી પરશુરામજીના બાણના ભયથી ઉદાશીન ચિત્તે કષ્ટપૂર્વક પોતાના રાજસ્થાનથી નીકળતો હવો, મનમાં વિચાર કરે છે કે જ્યારે ને ત્યારે મ્હારા પ્રાણ શ્રી પરશુરામજીના બાણથી ક્ષણવારમાં સ્વર્ગમાં ગતિ કરતા થઇ જશે એટલે હું તેમની દૃષ્ટિએ પડયો કે તેજ સમયે તેઓ મને પોતાના બાણથી વિંધી પ્રાણહીન કરશે પરન્તુ જો મ્હારી ગર્ભગત (હજી માતાના ઉદરમાંજ) જે સંતતિ છે તેજો સ્થિર રહે, કહેતાં તેથી બચવા પામે તો સારૂં. ॥૯, ૧૦॥

एवं विचार्याथ च भूपतिस्तदा निशीथ मध्ये
नगराद्विनिर्गतः ।
भार्या गृहीत्वा निजपाद चारिणीः स्वयं जगामाथ–
वनाद्वनांतरम् ॥११॥

सरस्वती प्रवाहेन शोभयाति गुणोत्तरम् ।
स तत्राश्रम मद्राक्षीद्दधीचेः सूर्यवर्चसः ॥१२॥

ટીકાઃ—

એવી રીતે તે રાજા (રત્નસેન) વિચાર કરી અર્ધરાત્રી વ્યતિત થતાં પોતાની સગર્ભા પાંચે સ્ત્રીઓ (રાણીઓ) ને સાથે લઇ નગરથી બહાર નીકળી વનવન પ્રત્યે ફરતો હતો. ॥૧૧॥ એમ તે અનેક વનોમાં ભ્રમણ કરતાં કરતાં સરસ્વતી નદીના તટપર જે પવિત્ર નદીના પ્રવાહે કરીને શોભાયમાન એવો શ્રી ભગવાન સૂર્યનારાયણના જેવી કાંતિવાળા દધીચિ ઋષિનો આશ્રમ જોયો. ॥૧૨॥

ता राज्ञीस्तं ऋषिश्रेष्ठं मनसा कर्मणागिरा. ।
नेमुस्तं सूर्य संकाशं जटामुकुट शोभितम् ॥१३॥

ટીકાઃ—

આશ્રમ પ્રત્યે આવી રાજાની રાણીઓએ મન, વચન અને કર્મે કરી; જટા મુકુટથી શોભાયમાન, સૂર્ય જેવી કાંતિવાળા, બ્રહ્મર્ષિ દધીચિજીને નમસ્કાર કર્યા. ॥૧૩॥

ऋषि रुवाच.

कस्मात् राज्यंपरित्यज्य सभार्यस्त्वं महीपते ।
आगतोऽसि वनंकस्मात् शत्रुभिः किंपराजितः ॥१४॥

ટીકાઃ—

ઋષિ પૂછે છે,

હે રાજન્! તેં શા કારણે તારા રાજ્યનો પરિત્યાગ કર્યો છે, ને શા માટે રાણીઓ સહિત આ વનમાં આવ્યો

છું. અને કયા શત્રુએ તને પરાજીત કરેલ છે. (કિંવા શું! તું કોઈ શત્રુથી પરાજીત થયેલ છું). ॥૧૪॥

**राजोवाच.**

भवद्भिः विदितं किं न राम क्षत्रिय सूदनः।
आगतः सिंधु देशान्तं नगरस्थानके यदा. ॥१५॥
तदाहं भयभीतःसन् भार्यासाकं विनिर्गतः।
रामबाण भयोद्विग्न स्त्वामहं शरणंगतः ॥१६॥
रक्षवैमत्प्रसूतिंच शरणागत वत्सल.।
मन्नारी पंचकं विप्र सगर्भ भीति संयुतम्. ॥१७॥

ટીકાઃ—

રાજા કહે છે.

હે ભગવન્! આપને શું વિદિત નથી? કે ક્ષત્રિયોનો નાશ કરનારા પરશુરામજી સિંધદેશથી મ્હારી રાજધાનીમાં જ્યારે આવ્યા ત્યારે હું ભય પામેલો મ્હારી રાણીઓ સહિત રામના બાણથી ઉદાસ થયેલો આપના શરણે આવ્યો છું. ॥૧૫. ૧૬॥ માટે હે મહર્ષિ! આપ શરણાગતનું પાલન કરવા વાળા છો તો મ્હારી અને મ્હારી પાંચે રાણીઓ તથા મ્હારી ગર્ભગત જે સંતતિ છે, તેમનું સર્વેનું રક્ષણ કરો. ॥૧૭॥

**ऋषि रुवाच.**

राजंस्त्वं मानसं दुःखं विहायच सुखंचर।
ममाश्रमाद्बाहिर्यातो मरिष्यासि न संशयः ॥१८॥

ટીકાઃ –

મહર્ષિ દધીચિજી કહે છે.

હે રાજન્! તું માનસિક દુઃખને મૂકી સૂખેથી મ્હારા આશ્રમમાં વિચર (રહે.) પરન્તુ જો તું મ્હારા આશ્રમથી બહાર જઇશ તો નિશ્ચય મૃત્યુને પામીશ એમાં જરા પણ સંશય નથી. ॥૧૮॥

ऋषय उचुः

सूत सूत वदास्माकं रत्नसेने स्थिते तदा. ।
आश्रमे ऋषिवर्यस्य संतति स्तस्यकाऽभवत्. ॥१९॥

ટીકાઃ—

ઋષિઓ પૂછે છેઃ—

હવે શૌનકાદિ ઋષિઓ કથા કહેવામાં કુશલ એવા જે **सूत पुराणिक** ને પૂછે છે કે હે મહારાજ! ઋષિઓના શિરોમણિ એવા દધીચિ ઋષિના આશ્રમમાં રત્નસેન રાજાને શું સંતતિ થઈ તે અમને કહો. ॥૧૯॥

सूत उवाच.

दधीचेश्च प्रतापेन सुखपूर्वं महीपतिः ।
उवास तदाश्रमेरम्ये गर्भिणीभिःस्त्रिभिःसह ॥२०॥
एवं पूर्णतरे काले पुत्रान्सुषुविरे स्त्रियः ।
कुमारान् पंचरूपाढ्यान् दृष्ट्वोवाच ऋषिस्तदा. ॥२१॥

ટીકાઃ—

સૂત પૌરાણીકજી કહે છેઃ—હે શૌનકાદિ ઋષિઓ !

દધીચિજી ઋષિના પ્રતાપે કરીને તે આશ્રમમાં પોતાની સગર્ભા રાણીઓ સહુવર્તમાન સુખપૂર્વક રત્નસેન રાજાએ નિવાસ કર્યો. ॥૨૦॥ એવી રીતે નિવાસ કરતાં પ્રસૂતિકાલ (બાળકને જન્મ આપવાનો સમય) પ્રાપ્ત થતાં તે ગર્ભિણી પાંચે સ્ત્રીઓએ દરેકે પોતાના ઉદરથી અકેક પુત્ર રત્નને જન્મ આપ્યો તે જોઈ પ્રસન્ન થયેલા ઋષિ દધીચિજીએ આજ્ઞા કરી કેઃ—॥૨૧॥

ऋषि रुवाच.

चंद्रास्यायां समुद्भूतस्तन्नाम जयसेनकः ।
पद्मिन्यां यः समुद्भूतो बिंदुमानसौऽभवन्नृपः ॥२२॥
पद्मायांच समुत्पन्नो विशालो राजसत्तमः ।
सुकुमार्यां समुत्पन्न श्चंद्रशालेति कथ्यते. ॥
कुशावत्याश्च तनयो भरते त्यभि गीयते. ॥२३॥
एतास्मिन्नंतरे काले सराजा स्वाश्रमांतरात् ।
निर्गतो विपिनेकर्तुं मृगयाचाति लीलया. ॥२४॥
रामं दृष्ट्वा परं क्रूरं कुठारेण समन्वितम् ।
सन्नद्ध कवचे नाथ राजात्रास मवापसः ॥२५॥

ટીકાઃ—

ઋષિ કહે છેઃ—

૧ ચંદ્રાસ્યા રાણીથી ઉત્પન્ન થયેલ પુત્રનું નામ જયસેન રાખ્યું. ૨ પદ્મિની નામની રાણીથી ઉત્પન્ન થયેલ પુત્રનું નામ બિંદુમાન રાખ્યું. ૩ પદમા નામની રાણીથી ઉત્પન્ન થયેલ પુત્રનું નામ વિશાલ રાખ્યું. ૪ સુકુમારી રાણીના ઉદરથી ઉત્પન્ન થયેલ પુત્રનું નામ ચંદ્રસાલ રાખ્યું અને ૫ કુશાવતી રાણીના પુત્રનું નામ ભરત રાખ્યું. એ પ્રમાણે પાંચે રાજકુમારોનું નામકરણ સંસ્કાર ગુરૂ દધીચિજીએ કર્યું. ॥૨૨, ૨૩॥ એમ ઘણો કાળ ( સમય ) વિત્યાબાદ રત્નસેન રાજા મૃગયા રમવા માટે આશ્રમથી બહાર નિકળ્યા ત્યાં વનમાં ફરતાં કુઠાર ( કુહાડી–ફરસી ) છે હાથમાં જેને; અને અંગપર બખ્તર પહેરેલ છે. અતિ ક્રુર સ્વભાવવાળા પરશુરામજીને જોઇને રાજા ( રત્નસેન ) ત્રાસ પામતો હવો. ॥૨૪, ૨૫॥

बाणमेकं समाधाय आकर्णांतमपूरितम् ।
मुमोच हृदयेचास्य कंठंभित्वा विनिर्गत. ॥२६॥
सराजा रत्नसेनोऽपि प्राणान्त्यक्त्वा दिवंययौ. ।
क्षात्रियं तं मृतं दृष्ट्वा रामोऽगच्छद्वनान्तरे. ॥२७॥

ટીકાઃ—

પરશુરામજીએ પણ તેને જોઇ. ( રત્નસેન રાજાને ) એક બાણ હૃદયમાં માર્યો. તે બાણે કરી રાજાનો કંઠ ભેદાઇ ગયો ને રાજા મૃત્યુને પ્રાપ્ત થયો. એટલે તેનો જીવાત્મા

સ્વર્ગમાં ગયો. એવી રીતે રાજાને મૃત્યુ પામેલો જોઇ પરશુ-
રામજી પણ ત્યાંથી બીજા વનપ્રત્યે ચાલી નિકળ્યા ॥૨૬, ૨૭॥

राजपुत्रामातृ रूचुः

भो मातरो नचास्माभिः पितादृष्टः सरित् तटे ।
किं कर्त्तव्यं क्व गन्तव्यं पिताहीना वयंच किम् ॥२८॥

ટીકાઃ—

રાજપુત્રો માતાઓને પુછે છે.

હે ! માતા. અમોએ અમારા પિતાને નદીના કિનારા પર ઘણું ફરીને જોયા પણ કયાં દીઠા નહિ માટે અમારે શું કરવું ? ત્યારે શું ! અમો પિતા વગરના થયા ? ॥૨૮॥

राजपत्न्य ऊचुः

ब्रह्मन् राजा रत्नसेनो गत्वाचाश्रम मंदिरात् ।
बहुकाल परंजातो स्वाश्रमेनागतः कथम्. ॥२९॥
मार्गयिष्यामि राजान मित्येव मुनिर ब्रवीत् ।
आहूय ऋषिवृंदंवै उवाच वचनं हितम्. ॥३०॥

ટીકાઃ—

રાજાની રાણીઓ ગુરૂ દધીચિજી ઋષિપાસે આવીને કહે છેઃ—

હે બ્રહ્મન્ ! મહારાજા રત્નસેન આશ્રમથી બાહાર ગયા છે. તેમને ઘણો વખત થયો છતાં હજી સુધી કેમ આવ્યા

નહિ. ॥૨૯॥ એવી રીતે રાણીઓના આર્ત્તસ્વર સાંભળી મહર્ષિ દધીચિજીએ પોતાના શિષ્યવૃંદને રાજાની માર્ગપ્રતીક્ષા કરવા (કયે માર્ગે ગયા છે તે જોવા.) આજ્ઞા કરી એટલે તેઓએ રાજા જે માર્ગે ગયેલ તે રસ્તે તેમની શોધ કરવા અર્થે હિત વચન કહ્યાં. ॥૩૦॥

दधीचि रुवाच.

गन्तव्यं च भवद्भिश्च मयाज्ञासैर्वनान्तरे ।
आनीयतां रत्नसेनो मृगलीलेच्छयागतः ॥३१॥
तद्गुरोर्वाक्यमाकर्ण्य गतास्तेपि वनान्तरम्. ।
पर्वते निर्झरै चैव अटव्यांच सरोवरे. ॥३२॥
मार्गयन्तो जग्मुराशु यत्र तत्पतितं वपुः ।
राजानं दर्शयामासु ऋषिपुत्रा वनान्तरे. ॥३३॥
शोकेन महता युक्ता राजपुत्रा समातृकाः ।
रुरुदुःसस्वरं तत्र विलेपुस्ते क्षणंक्षणम्. ॥३४॥

ટીકાઃ—

શ્રીદધીચિ ઋષિ કહે છેઃ—

હે શિષ્યો! તમે મારી આજ્ઞાથી વનાંતરોમાં એટલે જંગલે જંગલ ફરીને શોધ કરી સ્વેચ્છાથી મૃગયા (શિકાર) કરવા ગયેલ રાજા રત્નસેનને લઈ આવો. ॥૩૧॥ એવી રીતે દધીચિજીના વચન શ્રવણ કરી. આશ્રમમાં રહેતા અન્ય ઋષિગણો વનમાં, પર્વતોમાં, ઝરણાઓમાં અનેક સરો-

વરોમાં શોધ કરતાં કરતાં રાજા રત્નસેનનુ શરીર મૃત્યુને પ્રાપ્ત થયેલ જ્યાં પડયું હતું. ત્યાં જઈ પહોંચ્યા અને તે મૃત શરીર રાજાના પુત્રોને તથા તેની રાણીઓને ઋષિઓએ બતાવ્યું ॥૩૨ ૩૩॥ તે જોઇ રાજપુત્રો પોતાની માતાઓ સહિત શોકવશ થઇ અત્યંત દુઃસહ વિલાપ કરવા લાગ્યા. ॥૩૪॥

ऋषि रुवाच.

शृणुध्वं राजपत्न्योत्रो मद्वाक्यं धर्मसंयुतम् ।
पतिनासहितंदाहं वीरसूर्न करोतिहि ॥३५॥
सांपरायं तदा कर्म कृत्वा तेपि वनान्तरात् ।
आगता आश्रमं राज्ञो दुःखेन महतावृत्ताः ॥३६॥

ટીકાઃ—

ઋષિઓ કહે છે કેઃ—

એવી રીતે વિલાપ કરીને રાજાની રાણીઓ પોતાના પતિ પછવાડે સતી થવા તૈયાર થઇ. જે જોઇ સાથેના ઋષિ-પુત્રોએ તે રાજાની રાણીઓને કહ્યું કેઃ—ધર્મ યુકત અમારૂં વાકય સાંભળો તે એ કે ધર્મશાસ્ત્રનું ફરમાન છે કે પુત્રવતી જે સ્રી હોય તેણે પતિ પછવાડે સતી થવું ઉચિત્ નથી. એટલે સતીનજ થવું. એવી રીતે ઋષિ પુત્રોના ધર્મયુકત વચન માન્ય રાખી રાજાની ઉત્તર ક્રિયા કરી દુઃખયુકત થઇ તે સ્રીઓ (રાજાની રાણીઓ) પોતાના પુત્રોને સાથે લઇ અને ઋષિવૃંદ સાથે પુનઃ ગુરૂ દધીચિજીના આશ્રમમાં વળી આવ્યાં. ॥૩૫,૩૬॥

राजपुत्रा ऊचुः

भगवन् करुणा सिंधो रक्ष नः शरणागतान् ।
त्वमेव मातापितरौ बंधुवर्गस्त्वमेवहि. ॥३७॥

ટીકા:—

રાજપુત્રો કહે છે:—

હે ભગવન્ ! હે કરૂણાસિંધુ ! અમો આપની શરણે આવ્યા છીએ આપજ અમારા માતા, પિતા અને બંધુવર્ગ એ સર્વે આપજ છો તો અમારી આપ રક્ષા કરો. ॥૩૭॥

तेषां वचस्तदा कर्ण्य तथेत्योमिति तद्वचः ।
ऊवाच ऋषिवर्योऽसौ चरन्तु स्वाश्रमे सुखम्. ॥३८॥
एतास्मिन्नंतरे काले भार्गवःशत्रुसूदनः ।
आगतोऽथ दधीचिंच दृष्ट्वा तस्याश्रमं पुनः ॥३९॥
कस्माद् देशान्तराद्वापि तीर्थक्षेत्रात्तथैवच ।
आगतश्चाश्रमं कर्तुं पवित्रं राम सांप्रतम् ॥४०॥

ટીકા:—

એવાં રાજપુત્રોનાં વિનયયુક્ત વાકય સાંભળીને ઋષિઓમાં ઉત્તમ એવા બ્રહ્મર્ષિ દધીચિજીએ તેમની વિનંતિ સ્વીકાર કરીને કહ્યું કે મ્હારા આશ્રમમાં સદાય તમો સુખરૂપ રહો. તમને કોઈ જાતની અડચણ આવશે નહિ. ॥૩૮॥ એવી રીતે કાલ નિર્ગમન કરતાં એક સમાયોગને

વિષે શત્રુઓનો નાશ કરનારા પરશુરામજી ઋષિ દધીચિજીને જોઇ તેમના આશ્રમમાં આવ્યા. ॥૩૯॥ તેમને જોઈ દધીચિજી કહે છે કે મહારાજ આપ કયા દેશથી કિંવા કયા તીર્થસ્થળથી કિંવા કયા ક્ષેત્રથી હમણા થઇને મ્હારા આશ્રમને પવિત્ર કરવા પધારેલા છો ? ॥૪૦॥

भगवन् क्षत्रियांताय विचरामि महीतलम् ।
एवं वदति रामेतु दृष्ट्वास्ते नृपतेः सुताः ॥४१॥
कस्ये मे पुत्रकास्तात सत्यं ब्रूहि ममाग्रतः ।
रामस्य वचनात् पूर्वं दधीचि र्वाक्यमब्रवीत्. ॥४२॥
सत्यंवच्मि परंराम ऋषिपुत्राःपरंतप ।
एवमृषि वचः श्रुत्वा रामो वचनमब्रवीत् ॥४३॥
ब्राह्मणस्य इमेपुत्रा न संततिस्तव मंदिरे ।
ब्राह्मणानां परंरूपं भिन्नं क्षत्रकुलस्यच. ॥४४॥

ટીકાઃ –

આમ દધીચિ ઋષિના વચન સાંભળી પરશુરામજી કહે છે કેઃ–

હે ભગવન્! હું ક્ષત્રિયોના નાશ માટે પૃથ્વીમાં ફરૂં છું. એમ વાત કરે છે. એટલામાં તે રાજપુત્રો તેમના (પરશુરામજીના) જોવામાં આવ્યા ॥૪૧॥ તે રાજપુત્રોને જોઇ પરશુરામજી દધીચિ ઋષિને પૂછવા લાગ્યા કે આ પુત્રો કોના છે. તે મારા આગળ સાચું કહો. એમ પરશુરામજી પૂછે છે. તેથી પહેલાંજ દધીચિ ઋષિ બોલ્યા ॥૪૨॥

હે પરશુરામજી હું તમારા આગળ સત્ય કહું છું કે આ ઋષિપુત્રો છે. એમ ઋષિનું વાકય સાંભળી પરશુરામજી કહે છે કે. ॥૪૩॥ હે ઋષિ ! આ તમારા આશ્રમમાં રહેલાં બ્રાહ્મણના પુત્રો નથી. કેમકે બ્રાહ્મણોનું રૂપ ભિન્ન (જૂદું) હોય છે અને ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થયેલાનું રૂપ જૂદું હોય છે. ॥૪૪॥

यदि वाचेत् क्षत्रियजाःवधिष्यामि न संशयः ।
यदि ते ब्रह्मजाताश्च वेदान्नुच्चार्यतां खलु. ॥४५॥

ટીકાઃ—

જો ક્ષત્રિય પુત્રો હશે તો હું નિશ્ચય તેમનો વધ કરીશ. અને જો બ્રાહ્મણ પુત્રો હોય તો વેદનો ઉચ્ચાર કરી બતાવે. ॥૪૫॥

तथेति वचनंश्रुत्वा जयसेन पुरः सराः ।
सांगवेदंतु तदोचुस्ते सांख्ययोगेन संयुतम् ॥४६॥
गृहीत्वातु परीक्षां तां वेद पारायणे पराम् ।
ऋषि प्रोवाच रामोऽविमे वेद परायणाः ॥४७॥
ब्राह्मणां खलु विप्रर्षे मम संदेह कारकाः ।
भवता एव पात्रच एकेन सहिता यदा. ॥४८॥
भोजनंच करिष्यन्ति निश्चयोमे भविष्यति. ॥४९॥

ટીકાઃ—

એમ પરશુરામજીના વચન સાંભળી જયસેન આદિ લઈ તે પાંચે રાજપુત્રો તથાસ્તુ કહી. અંગ સહિત અને

સાંખ્યયોગ સંયુક્ત વેદનો ઉચ્ચાર કરવા લાગ્યા. ॥૪૬॥ વેદ પારાયણમાં તે રાજપુત્રોની પરીક્ષા કરી પરશુરામજી દધીચિ ઋષિ પ્રત્યે બોલ્યા કે એઓ વેદપરાયણ છે. ॥૪૭॥ હે ઋષિ! એઓ એપરથી બ્રાહ્મણ છે, પરંન્તુ તેઓ મને સંદેહ ઉત્પન્ન કરાવનારા છે. માટે જો તમો તેમની સાથે એકજ પાત્રમાં ભોજન કરો તો મ્હારો સંશય દૂર થાય. ॥૪૮, ૪૯॥

भगवन् ब्राह्मणार्थंच भुनज्मि सहितंच तैः ।
एतावदुक्त्वा वचन मानीय कदली दलम् ॥५०॥
अंगुष्टेनान्तरे रेखाकृत्वा अवाधि† कारिणी. ।
अंतरान्नं गृहीत्वाच अंतरेणच्च तैः सह. ॥५१॥*

ટીકા:—

એવા પરશુરામજીના વચન સાંભળી દધીચિ ઋષિ કહે છે કે:—

હે પરશુરામજી! બ્રાહ્મણ માટે હું તેઓની સાથે ભોજન કરૂં છું. એમ કહી કેળનો પાંદડો મંગાવ્યો. ॥૫૦॥ તે પત્રમાં (પાંદડામાં) અંગુઠાથી મધ્યમાં મર્યાદારૂપ રેખા કરી; તે પાંદડાના એક ભાગમાં તેઓને (રાજપુત્રોને.) અન્ન આપ્યું, અને એક ભાગમાં પોતે ( મહર્ષિ દધીચિજીએ ) અન્ન લઇ જમવા બેઠા. ॥૫૧॥

† છંદો ભંગને લીધે અહિં સંધિ કરી નથી.

* આ કથાનક વિસ્તારપૂર્વક હિંગુલપુરાણમાં પરશુરામજીના નિઃક્ષત્રિય પૃથ્વી કરવાના પ્રસંગમાં વિસ્તાર સાથે વર્ણન કરાયેલ છે.

अंतरांतर तस्तैश्च साकंभुक्तो महाऋषिः ।
आश्चर्यं परमं दृष्ट्वा रामो वचन मब्रवीत. ॥५२॥

ટીકાઃ—

એવી રીતે તેઓની સાથે દધીચિજી ઋષિએ અંતરાયથી ભોજન કરેલું જોઇ પરમાશ્ચર્ય માની પરશુરામજી કહે છે. ॥૫૨॥

परशुराम उवाच.

भगवन् ज्ञातःसर्वार्थो ब्राह्मणानांकुलं खलु. ।
किं नामज्येष्टपुत्रस्य वद विष्णुंजजासुता ॥५३॥

---

આથી સાબિત થાય છે કે, સારસ્વત બ્રાહ્મણોના મૂલ પુરૂષ મહર્ષિ શ્રી દધીચિજી સારસ્વત હતા. અને તેમનું આશ્રમ સરસ્વતી નદીના તટપરજ હતું, જયાં પરશુરામજી આવતાં જે રાજપુત્રોને દધીચિજીશ્રીએ પોતાના શરણાગત માની બ્રાહ્મણપુત્રો કહી પોતાની સાથે જેમને એકજ ભાણે જમાડયા તે જીવંત રહેલા ક્ષત્રિયપુત્રો તે વર્તમાન લોહાણા જાતિના નામે ઓળખાતા રઘુવંશીય ક્ષત્રિયો છે. ( અને તેમનીજ ફુટેલી શાખાઓમાંના ભાનુશાળી તથા બ્રહ્મ-ક્ષત્રિય નામે ઓળખાતા ક્ષત્રિયો છે. ) જેને લઇને તેઓ તેમને પોતાના પુરોહિતો (કુલગોર) તરીકે માનતા આવે છે. અને અદ્યા-વધિ જેમનો ભોજન વ્યવહાર એકજ ભાણે હોઇને કાયમ છે. તેવી રીતે કોઇ અન્ય ક્ષત્રિયકુલનો ભોજન વ્યવહાર સંબંધ કોઇ અન્ય બ્રાહ્મણ જાતિ સાથે નથી.

* અહિં અક્ષર વિશ્લેષ છે.

અનુવાદક.

ટીકાઃ—

પરશુરામજી કહે છે.

હે ભગવન્! આપ સરસ્વતીના પુત્ર છો. માટે તમો સર્વે અર્થ જાણો છો. ને આ બ્રાહ્મણ કુલના બાલક છે, એમ મેં હવે નિશ્ચય જાણ્યું. તો હવે એમાં જે જ્યેષ્ઠ (મ્હોટો.) પુત્ર કોણ છે ને તેનું નામ શું તે મને કહો. ॥૫૩॥

श्रेष्टोऽयं जयरामाख्यो शिष्योपकरणे शुभः।

तंगृहाण सुखंगच्छ यदिच्छासि तथाकुरु ॥५४॥

ટીકાઃ—

એમ પરશુરામજીએ કહ્યું ત્યારે દધીચિ ઋષિ કહે છે. આ જયરામા શિષ્ય શ્રેષ્ઠ છે. ને બધામાં મ્હોટો છે. માટે તેને આપ ગ્રહણ કરીને સુખેથી જ્યાં પધારવું હોય ત્યાં પધારો કિંવા આપની જેમ ઇચ્છા હોય તેમ કરો. ॥૫૪॥

ऋषय उचुः

भार्गवेन्द्रेण रामेण नीते तु जयसेनके।

कस्मिन्देशे गतोरामो जयसेनेन किं कृतम् ॥५५॥

ટીકાઃ—

ઋષિયો કહે છે.

શૌનકાદિ ઋષિઓ સૂત પૌરાણિકજીને પૂછે છે કેઃ- હે મહારાજ! એવી રીતે દધીચિજીએ જયસેન જે છે તે પરશુરામજીને સોંપ્યો; બાદ પરશુરામજી તે જયસેનને લઇને કયા દેશ પ્રત્યે ગમન કરી ગયા ને ત્યાં જયસેને શું કર્યું. તે કહો. ॥૫૫॥

सूत उवाच.

गृहीत्वा जय शर्माणं विप्रं क्षत्रिय नंदनम् ।
क्षिप्र पारिभ्रमं स्तीर्थं गंडक्यां पुनरापतत्. ॥५६॥

ટીકાઃ—

સૂત પુરાણિકજી કહે છે.

ક્ષત્રિય પુત્ર જયસેન કે જેનું નામ દધીચિજી ઋષિએ જયશર્મા રાખેલ છે; તેને સાથે લઈ પરશુરામજી અનેક તીર્થોમાં અટન કરતાં (ફરતા ફરતા) પવિત્ર એવી ગંડકી નદીના તટપર આવ્યા. ॥૫૬॥

परशुराम उवाच.

त्वत् सेवया प्रसन्नोहं दास्ये विद्यांयथोचिताम् ।
एतावदुक्त्वा वचनमुपदेशे परोऽभवत्. ॥५७॥
स्थितः सरस्वतीतीरे मध्यान्हे कोष्ण पीडितः ।
उवाच जय शर्माणं निद्रया पीडितो हरिः ॥५८॥
सरस्वत्यास्तटे शीत–उत्संगेच्च तवोत्तमे ।
शयेऽहं कोष्णजां पीडां शमयामि मातिर्मम् ॥५९॥

ટીકાઃ—

પરશુરામજી કહે છે.

ત્યાં ગંડકી નદીના તટપર આવી ખુશ થઇ ઋષિ પરશુરામજી જયશર્માને કહે છે કેઃ- તેં મ્હારી ઘણી સારી

સેવા કરી છે. તેથી હુ તારાપર પ્રસન્ન થયો છું. માટે તને યથોચિત્ વિદ્યા દઉં છું એમ કહી ઉપદેશ પરાયણ થયા. એટલે તેને ધનુર્વેદ ધનુર્વિદ્યા સારી રીતે શીખવ્યો. ॥૫૭॥

એક દિવસે પરશુરામજી સરસ્વતીના તીર પ્રદેશમાં મધ્યાન્હકાળના તડકાથી પીડિત થયેલા પોતાના શિષ્ય જયશર્માને કહે છે કેઃ હે શિષ્ય ! આ તડકાથી હું અકળાયો છું માટે થોડો વખત ત્હારા ખોળામાં મસ્તક રાખી હું શયન કરવા ઇચ્છા કરૂં છું. જેથી આ તાપજન્ય પીડા દૂર (શાંત) થાય. એમ મ્હારો વિચાર છે. ॥૫૮, ૫૯॥

इन्द्र उवाच.

तं विलोक्य तथाभूतं देवानिंद्रोऽब्रवीदिदम् ।
क्षात्रवंशे समुद्भूतो विप्रसेनेन गोपितः ।
भार्गवस्य कृपया सर्वं मंन्यते तृणवत् जगत्† ॥६०॥
गुरुभक्ति परोनित्यं तस्य विघ्नं कथं भवेत् ।
एवं विचार्य मनसा किं कर्तव्यं क्षणान्तरे ॥६१॥
भ्रामरंरूपमास्थाय धरित्री प्रविवेशह‡ ।
येनकेनप्रकारेण रामो निद्रां परित्यजेत्. ॥६२॥

---

† અત્ર સંદેહ પ્રતિભાતિ.

‡ પ્રાચીન ગ્રંથોમાં પ્રસિદ્ધ શબ્દની જગોએ "હ" કારાક્ષરનો પ્રયોગ જોવામાં આવે છે.

અનુવાદક.

उत्संगे जयसेनस्य दृष्टश्चापि विषाग्निना. ।
दृष्टोत्संगे तदा धैर्यात् नच चाल तदा नृपः ॥६३॥
भ्रमरेन्द्रेण उत्संगं कृत्वाच रुधिरा प्लुतम् ।
भार्गवस्यापि कर्णश्च दृष्टःसच तदा लघुः ॥६४॥

ટીકાઃ—

ઈન્દ્ર કહે છે.

આવી રીતે જયશર્માના ખોળામાં પરશુરામજી પોતાનું મસ્તક રાખી પોઢેલા છે. તે જોઇ ઈન્દ્રે દેવતાઓને ઉદ્દેશીને એમ કહ્યું કે આ ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલ બાળક દધીચિ ઋષિએ કરી રક્ષા પામેલો છે. અને બ્રહ્મર્ષિ પરશુરામજીની કૃપાવડે આ જયસેન જગતને તૃણની માફક ગણે (સમજે) છે. ॥૬૦॥ અને પ્રતિદિન તે ગુરૂભક્તિ પરાયણ છે. માટે તેને વિઘ્ન કેમ થાય? આ ક્ષણવારમાં એટલે પરશુરામજી પોઢ્યા છે; તેટલા વખતમાં શી રીતે વિઘ્ન કરવું. એમ મનમાં વિચાર કરી ઈન્દ્રે નિશ્ચય કરી ભમરાનું રૂપ લઇ પૃથ્વીમાં પ્રવેશ કર્યો અને હવે પરશુરામજીની નિદ્રાનો ભંગ કેમ થાય? ને તેનો ઇલાજ શો કરવો, એમ વિચારી પછી તે ભમરારૂપે જયસેનની સાથળમાં અતિ વિષાગ્નિરૂપ દંશ કર્યું. તેમ છતાં ધૈર્યથી જયસેન ચલાયમાન થયો નહિ ॥૬૧, ૬૨, ૬૩॥ એવી રીતે ભ્રમરાએ દંશ કર્યો તે દંશમાંથી રૂધિર (લોહી) વહેવા માંડયું ને તે જમીનપર ફેલાઇ ગયું. બાદ તે ભમરાએ લઘુ (નાનું-મચ્છર જેવું.) રૂપ લઇ પરશુરામજીના કાનમાં દંશ માર્યો જેથી પરશુરામજી જાગૃત થઈ ગયા. ॥૬૪॥

परशुराम उवाच.

कस्त्वं क्षत्रिय दायाद निद्राभङ्गत्वयाकृतः ।
धैर्येण महता त्वंच शत्राऽस्त्रं प्रयुज्यसे ॥६५॥
मत्तःप्राप्ताश्रया विद्या निष्फलास्ता भवंतु ते ।
ब्रह्मक्षत्रिय नाम्नाहि विचरस्व यथासुखम् ॥६६॥
इत्युक्त्वा सततो रामो महेन्द्राचल मध्यगात् ।
रामं गतं ततो दृष्ट्वा जयसेनो महीपतिः ॥६७॥
श्रुत्वा शापंच रामस्य त्यक्त्वा तस्याश्रमंमुनेः ।
आ जगामाति दुःखेन दधीचेराश्रमंपुनः ॥६८॥

ટીકાઃ—

પરશુરામજી કહે છે:-

જાગૃત થઇને (જયસેનને) કહે છે. અરે! તું કોણ છું? તું ક્ષત્રિયનો પુત્ર છું. (અર્થાત્ બ્રાહ્મણનો પુત્ર નથી.) તેં મ્હારી નિદ્રાનો ભંગ કર્યો. એટલુંજ નહિ પરંતુ મ્હોટા ધૈર્યથી શત્રુઓની સામે અસ્ત્ર પ્રયોગ કરે છે. ॥૬૫॥ એમ કહીને પરશુરામજીએ જયસેનને કહ્યું કે:—તું મ્હારા પાસેથી જે વિદ્યા ભણ્યો છું. તે તારી વિદ્યા નિષ્ફળ થાશે ને આજથી તું બ્રહ્મક્ષત્રિય* નામથી દુનીઆંમાં યથા સુખે વિચર. ॥૬૬॥

* વર્તમાન જે બ્રહ્મક્ષત્રિય જાતિ ઓળખાય છે તે જયસેનના વંશજો છે. અને તે ક્ષત્રિયો સારસ્વતોના યજમાન હોઇને તેમને પુરોહિત (ગોર) માને છે. જે માટે શ્લોક ૭૧-૭૨ માં ખુલ્લાસો છે. આ કથાનક સ્કંધ પુરાણાંતર્ગત છે. અનુવાદક.

એમ કહી અને પોતે (પરશુરામજી) ત્યાંથી મહેન્દ્રાચલ પર્વત પ્રત્યે ગયા. એટલે ચાલી નિકળ્યા. ત્યારે જયસેને પોતાને શાપ મળેલો સાંભળી તે આશ્રમનો ત્યાગ કરી અતિ દુઃખ-પૂર્વક ફરી દધીચિ ઋષિજીના આશ્રમમાં આવ્યો. ॥૬૭, ૬૮॥

जयसेन उवाच.

किं जीवितं क्षत्रियाणां बंधुनां परि शोचताम् ।
भार्गवात् प्राप्त विद्योहं तस्माच्छापमवाप्तवान् ॥६९॥
अतो ब्रह्मसुता तीरे प्राणंस्त्यक्ष्ये क्षणादहम् ।
इति तद्वचनं श्रुत्वा उवाच ऋषिपुंगवः ॥७०॥

ટીકાઃ—

જયસેન કહે છેઃ—

બંધુઓનું શોચ કરતા એવા ક્ષત્રિયોનું જીવવું નકામું છે. કેમકે હું પરશુરામજી પાસેથી જે વિદ્યા ભણ્યો. ને ફરી તેમના શાપને પ્રાપ્ત થયો જે કારણથી હવે હું સરસ્વતી નદીના તીરે જઈ ક્ષણવારમાં મ્હારા પ્રાણનો ત્યાગ કરીશ. કારણ કે મારૂં જીવવું હવે નિરર્થક છે. ॥૬૯, ૭૦॥

दधीचि रुवाच.

शृणुत्वं मम वाक्यं हि माकार्षीः साहसंचयत् ।
पुरोहित मृषिंकंचित् कुरुष्व नृपनंदन ॥७१॥

पुरोहिते कृते पश्चात् जयसिद्धि र्भविष्यति ।
विना पुरोहितेनापि मंत्रसिद्धि र्न वै भवेत् ।
पुरोहित मृषिंचक्रे दधीचिं तपसां निधिम्. ॥७२॥

ટીકાઃ—

દધીચિ ઋષિ કહે છેઃ—

આવી રીતે જયસેનનું બોલવું સાંભળી ઋષિ દધીચિજી તેને કહે છે કેઃ—હે જયસેન! તું સાહસ ના કર. મારૂં વાક્ય સાંભળ, તું કોઈ ઋષિને પુરોહિત (ગોર) બનાવ. કારણ પુરોહિત કર્યાબાદ જય અને સિદ્ધિને તું પ્રાપ્ત થઇશ. પરંતુ પુરોહિત વિના મંત્ર સિદ્ધિ થાય નહિ. એવાં દધીચિજીનાં વચન સાંભળી જયસેને તપોનિધિ એવા દધીચિ ઋષિનેજ પુરોહિત (ગોર) બનાવ્યા. ॥૭૧, ૭૨॥

ऋषयो ब्रह्मदाल्भ्याद्याः प्रभाते समुपागताः ।
दधीचि सहितास्तेवै राजपुत्रा विनिर्गता. ॥७३॥
आशापूर्णां ततो देवीं पूजयित्वा विनिर्ययुः ।
नगरस्थानमागत्य रामारण्यं तथैवच. ॥७४॥
तत्रस्नाता स्ततः सर्वेधेनूनामयुतानिषद ।
ददुस्ते पाप निर्वृत्यै कल्प कोटि शतांतरम्. ॥७५॥
ऋषिभिः सहितास्तेवै तेपु स्तत्र महत्तपः ।
निराहाराःसदाचारा दधीचि सहिताः सदा. ॥७६॥

ऋषयश्च दधीचाद्या रामारण्येषु ते स्थिताः ।
एवं दधीचि प्रमुखा हर्षेण नगरं ययुः ॥७७॥
रामारण्ये च पुरुषायेचैवच पुरास्थिताः ।
तेषां वै पुत्रपौत्राश्च आशापूर्णा समाययुः ॥७८॥
इतिहासमिमं पुण्यं रामारण्य निवासिनां ।
यःश्रृणोतिनरोभक्त्या मुच्यते सर्व पातकैः ॥७९॥
इदं स्कंद पुराणेहि सूतेन कथितं पुरा. ।
शौनकादि महर्षिभ्य तदेवं कथितं मया. ॥८०॥

ટીકા:—

પછી તે સ્થાનકથી પ્રભાત થતાં બ્રહ્મદાલભ્ય આદિ ઋષિઓ અને રાજપુત્રો દધીચિજી ઋષિના સંગાતે યાત્રા કરવા નીકળ્યા. ॥૭૩॥ તે યાત્રા કરતા કરતા આશાપૂર્ણા* દેવી પાસે આવ્યા. તે દેવીનું પૂજન અર્ચન કરી ત્યાંથી

* સદરહુ સ્થાનક રામારણ્યથી ઇશાન કોણમાં છે. અને શ્રી નારાયણ સરોવરથી પૂર્વ દિશામાં અઠ્ઠાવીસ માઇલને અંતરે (છેટે) છે. હાલે તે માતાજીના મડના નામે ઓળખાય છે. ત્યાં શાકત માર્ગીઓનું આવા ગમન વિશેષ છે. નારાયણ સરોવર, રામારણ્ય (રામવાડા) ને આશાપૂર્ણા (માતાજીનો મડ) એ એક બીજાના સાનીધ્યમાં અમુક અમુક અંતરે તીર્થસ્થળો છે.

એ સર્વે નારાયણ સરોવર તીર્થના મહિમાના ચાર યોજનના વિસ્તારની અંદર છે. અનુવાદક.

નગર સ્થાનમાં આવી રામારણ્યક્ષેત્રમાં આવ્યા. ॥૭૪॥ ત્યાં પવિત્ર જળ (પાણી) માં એટલે રામકુંડ, સીતાકુંડ વગેરે તીર્થસ્થળોમાં સ્નાન કરી તે સ્થળે અનેક જન્મના પાપ કર્મોની નિવૃતી માટે ગોદાન, તથા અનેક વિધ દાનધર્મો તેમણે કીધાં ॥૭૫॥ તે પવિત્ર રામારણ્ય ક્ષેત્રમાં ઋષિઓ સહુવર્તમાન રાજપુત્રોએ સદાચાર ધારણ કરી નિરાહાર રહી મોટું તપ કર્યું. ॥૭૬॥ જ્યાં ગુરૂ શ્રી દધીચિજી અને અન્ય ઋષિયોએ રાજપુત્રો સહિત ઘણા કાળ પર્યંત નિવાસ કર્યો એવી રીતે તીર્થસેવનના પ્રભાવથી પાપ મુક્ત (રહિત) થઇ પછી તમામ ઋષિઓ અને રાજપુત્રોને લઈ ગુરૂ દધીચિજી હર્ષપૂર્વક પોતાના રાજનગરમાં આવ્યા. ॥૭૭॥ અને જેના પૂવજો પ્રથમ રામારણ્યમાં હતા. તેના પુત્ર પૌત્ર શ્રુતસેન, વિદુરથ આદિ રામારણ્યમાંજ નિવાસ કરી આશાપુરી દેવી પ્રત્યે આવ્યા ॥૭૮॥ એવી રીતે આ પુણ્યકારી રામારણ્ય તીર્થ નિવાસીઓનો ઇતિહાસ જે મનુષ્ય શ્રવણ કરે તે સર્વ પાપથી મુકાઇ જાય છે. ॥૭૯॥ આ કથા સ્કંદ પુરાણમાં સુત પૌરાણીજીએ શૌનક આદિ મહર્ષિઓને કહેલ છે તે કથા મેં તમને કહી સંભળાવી છે. ॥૮૦॥

इतिश्री इतिहास समुच्चये गुर्जर भाषांतर युक्ते श्रीरामारण्य माहात्म्ये गुरु शिष्य संवादे द्वितीयोऽध्याय समाप्तोयम्.

श्रीरस्तु.



## अथ तृतीयोऽध्याय प्रारंभः

॥ श्री रामचंद्रः प्रसन्नोस्तु. ॥ शुभं भवतु ॥

गुरु रुवाच.

यत्कृतं श्रद्धयापुंभि स्तत्कर्म फलदं भवेत्. ।
तस्मात् तथैव कर्तव्यं मोघंस्यादन्यथाकृतम् ॥१॥
रामारण्य समीपेऽस्ति ग्रामो बदर नामकः ।
तत्र श्रद्धान्वितः कश्चित् मालाकारोऽभवत्पुरा ॥२॥
नित्यं गृहीत्वा पुष्पाणि सददौ हरि मंदिरे ।
एवं नियम मातिष्ठन् भक्तियुक्ते न चेतसा. ॥३॥
प्रावृट् काले कदाचिद्धि घोर वृष्टि भयात्रहे ।
गृहीत्वा सर्व पुष्पाणि स्वकीय नियमं स्मरन्. ॥४॥
आजगाम नदी तीरे दृष्ट्वा तांजल पूरिताम् ।
चिंतयामास मनसा किं कार्यमधुना मया. ॥५॥

ટીકાઃ –

ગુરૂ કહે છેઃ—

હે ! શિષ્ય. જે પુરૂષો કાંઇપણ કર્મ; શ્રધ્ધાપૂર્વક કરે છે. તે ફલદાયક નીવડે છે. અને શ્રધ્ધા રહિતનાં કર્મો નિષ્ફળ

થાય છે. માટે જે કાંઈ કરવું તે મનુષ્યે શ્રધ્ધાપૂર્વક કરવું જોઇએ. તે વિષે એક ઇતિહાસ તને કહી સભળાવું છું તે તું સાંભળ ॥૧॥ રામારણ્યના સંમીપમાં બદર* નામનું ગામ છે. તે ગામમાં પૂર્વે એક માળી રહેતો હતો. તે શ્રધ્ધાવાન્ ત્યમ ભક્તિ પરાયણ હતો. ॥૨॥ જેથી તે દિન પ્રતિદિન ભગવાન્‌ની સેવામાં પુષ્પો કામો લાગે તેથી ભગવાનના મંદિરમાં નિયમસર ભક્તિયુક્ત થઇ આપવા આવતો એવી રીતે દ્રઢ સંકલ્પ (નિયમ) વાળો હતો. કોઈ દિવસ તેણે ખામી આણી નહિ. ॥૩॥ એક દિવસના સમાયોગને વિષે એવું બન્યું કે, ચોમાસાની ઋતુ હતી તે સમયમાં તે પોતાના હંમેશના નિયમ પ્રમાણે પુષ્પો લઇ ભગવત્ મંદિરમાં સમર્પણ કરવા આવતો હતો. ત્યાં એકાએક ભારે ભયંકર વરસાદ થવા લાગ્યો તેને લઇને નદીપૂર જોસમાં આવેલી હતી. અને માલી નદી તટપર આવ્યો નદીનું અથાગપુર જોઇ વિચાર કરવા લાગ્યો કે હવે મારે શું કરવું ? ॥૪, ૫॥

मार्गान्तरेण गमनादाति कालो भाविष्यति. ।
इति चिंतयतस्तस्य भावगम्यो दयानिधिः ॥६॥
रूपान्तरं समादाय प्राप्तस्तत्र स्वयं हरिः ।
वांछितं प्रददौ तस्मै गृहीत्वा पुष्प संचयम्. ॥७॥

---

* પ્રાચીન બદર નામનું ગામ તે હાલે નાનું દેખાતું મોટી બેર નામનુ જે ગામ છે. તે હોવું જોઇએ.

અનુવાદક.

तानि पुष्पाणि वै प्राप्त दृष्ट्वा श्री हरि मंदिरे ।
आश्चर्यं मेनिरे सर्वे तत्रत्यायेच्च वैष्णवाः ॥८॥
मालाकारोपि तच्छृत्वा आश्चर्य चकितोऽभवत् ।
ते नैव भक्ति योगेन प्राप्तः पुण्य कृतां गतिम्. ॥९॥
श्रद्धया यस्तु सेवेत रामारण्यं दमान्वितः ।
ददाति प्रार्थितं तस्मै कोशलेन्द्रो दयानिधिः ॥१०॥

ટીકા:—

માળી એવી રીતે વિચાર કરે છે કે:-જો કદી હું બીજે રસ્તેથી થઇને જાઉં તો ઘણો વખત લાગી જશે એટલે ભગવાન્‌ની સેવા પૂજાનો સમય થઇ જશે તો મારૂં જે નિત્ય નિયમ છે. તેનો ભગ થઇ જશે. એમ તે અતિ ચિંતા કરવા લાગ્યો આવી તેની અટૂલ નિષ્ઠા અને સાચી ભકિત અને ખરો પ્રેમ એ દયાનિધિ ભગવાને જાણી લીધો. તે ભકતાધીન ભગવાન્ ભાવનાના ભૂખ્યા હોઇને ભકતની સહાય કરવા પોતે રૂપ બદલાવી તેના પાસેના બધા ફૂલો જે છે તે ગ્રહણ કરી (લઈ) તેને ઇચ્છિત વરદાન આપ્યું. ॥૬, ૭॥ હવે બન્યું શું કે પ્રાતઃકાલમાં ભગવત્‌ની સેવા કરવા આવનારાઓ તથા તે મંદિરમાં રહેતા વૈષ્ણવ મહાત્માઓ શ્રી ભગવાનને ફૂલ અર્પણ થયેલા જોઇને આશ્ચર્યચકિત થઈ ગયા કે:–આ શું! કારણ કે વરસાદને લઇને માળી તો આવી શકયો નથી જ્યારે આ તાજાં પુષ્પો (ફૂલો) પોતાની મેળે શી રીતે આવ્યા હશે. ॥૮॥ આમ તે લોકો વિચાર મગ્ન છે. ત્યાં માળી પુષ્પો લઇને નિત્યના નિયમપ્રમાણે તે આવ્યો

તે ભગવત્‌ને પુષ્પો અર્પણ થયેલાં છે એ સાંભળી અત્યંત આનંદ પામ્યો ને પ્રભુના ગુણ ગાવા લાગ્યો જે વાહ! પ્રભુ; ભકતની લાજ રાખનાર ખરા ભકતવત્સલ છો. આમ તે માળી પ્રભુની ભકિત કરતાં ભકિતયોગે તે પ્રભુકૃપાથી અંતે પુણ્ય ગતિને પ્રાપ્ત થયો ॥૯॥ ગુરૂએ એવી રીતે કહેતાં (માહાત્મ્ય શ્રવણ કરનાર શિષ્યને) ઉપદેશ્યાકે આમ મન ઇન્દ્રિયોને જીતી શ્રધ્ધાપૂર્વક શુધ્ધ મનથી જે રામારણ્યને સેવે છે. તે દયાનિધિ કોશલેન્દ્ર (શ્રી રામચંદ્રજી) તેને ઇચ્છીત ફલ આપે છે. ॥૧૦॥

॥ भौम तीर्थानि. ॥

प्रथमं तीर्थराजस्तु प्रयागाख्यो सुविश्रुतः।
काशीतु सर्व तीर्थानां धर्मकामार्थ मोक्षदा. ॥११॥

नैमिषंच्च कुरुक्षेत्रं गंगाद्वारमवंतिका।
अयोध्या मथुराचैव तथाद्वारावती शुभा. ॥१२॥

सिंधु सरस्वती चैव गंगासागर संगमः।
कांची च त्र्यंबकश्चैव तथा गोदावरी शुभा. ॥१३॥

कालंजरं प्रभासश्च तथा बदरीकाश्रमः।
महालय स्तथोंकार क्षेत्रं वै पुरुषोत्तमम्. ॥१४॥

गोकर्णो भृगुकच्छश्च भृगुतुंगश्च पुष्करः।
एवमादीनि तीर्थानि धरातीर्थ मतानिमे ॥१५॥

एतानि मुक्तिदान्येव नात्रकार्या विचारणा ।
भौमानापि तीर्थानां पुण्यत्वे शृणु कारणाम्. ॥१६॥

ટીકાઃ—

### ભૌમ તીર્થો.

પ્રથમ તીર્થરાજ પ્રયાગ અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને આપનાર કાશીક્ષેત્ર, નૈમિષારણ્ય, કુરૂક્ષેત્ર, ગંગાદ્વાર, અવંતિકા પુરી, (ઉજ્જેન) અયોધ્યાજી, મથુરાં, દ્વારિકાંપુરી. સિંધુ, સરસ્વતી, ગંગાસાગર સંગમ, કાંચી, ત્ર્યંબકેશ્વરક્ષેત્ર, ગોદાવરી, કાલંજર, પ્રભાસ, બદ્રિકાશ્રમ મહાલય ઓંકારેશ્વર ક્ષેત્ર, પુરૂષોત્તમક્ષેત્ર, ગોકર્ણ, ભૃગુકચ્છ, ભૃગુતુંગ. પુષ્કરરાજ એ આદિ લઇને સર્વ તીર્થો મુકિતને દેનારાં છે. તેમાં જરાપણ સંશય નથી હવે ભૌમ તીર્થમાં* જે મુખ્ય પુણ્યનું કારણ છે તે સાંભળ. ॥૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ ૧૬॥

॥ मानस तीर्थानि ॥

सत्यं तीर्थं क्षमातीर्थं तीर्थमिन्द्रिय निग्रहः ।
सर्वभूत दयातीर्थं सर्वत्रार्जव मेवच. ॥१७॥
दानं तीर्थं दमतीर्थं सन्तोषस्तीर्थमुच्यते ।
ब्रह्मचर्यं परंतीर्थं तीर्थंच प्रिय वादिनां. ॥१८॥

---

* ભૌમનામભૂમિ=આર્યાવૃત્તની પવિત્ર ભૂમિમાં કયા કયા તીર્થો છે. તેનું વર્ણન કરવામાં આવેલ છે.

અનુવાદક.

ज्ञानं तीर्थं धृतीस्तीर्थं पुण्य तीर्थं मुदाहृतम् ।
तीर्थानामपि तत्तीर्थं विशुद्धि र्मनसःपरा. ॥१९॥
चित्तमन्तर्गतं दुष्टं, तीर्थस्नानान्नशुद्धयति ।
शतशोऽथ जलैर्धौतं सुराभांडमिवा शुचि. ॥२०॥
न शरीर मल त्यागान्नरो भवति निर्मलः ।
मानसे तु मल त्यक्ते भवत्य त्यन्त निर्मलः ॥२१॥

ટીકાઃ—

માનસ તીર્થ કહેતાં
મન અંતઃકરણની શુદ્ધિઓ, તે તીર્થરૂપ છે
અને કયા કર્મે કરી તીર્થરૂપ છે. તેનું નીરૂપણ
કરવામાં આવે છે.

સત્ય બોલવું, ક્ષમા રાખવી, ઇન્દ્રિઓને નિયમમાં રાખવી, સર્વભૂત પ્રાણી માત્ર ઉપર દયા રાખવી અને ગાંભીર્યતા ધારણ કરવી, દાન કરવું, સંતોષ રાખવો, બ્રહ્મ-શ્ચર્ય પાળવું, પ્રિય બોલવું, જ્ઞાન ધારણ કરવાની શક્તિ રાખવી, એ બધાં અંતઃકરણનાં પુણ્યકારી તીર્થ કહેલાં છે. મનનીજે શુદ્ધિ તે પરમ તીર્થ છે, પરંતુ જો અંતઃકરણની વૃત્તિ મલિન હોય તો તીર્થસ્નાન કરવાથી બિલકુલ શુધ્ધિ થતી નથી. ॥ બાહારના મેલ ધોવાથી અંદરની પવિત્રતા થતી નથી. **દૃષ્ટાંત** જેમ મદિરાનું પાત્ર સેંકડો વખત પાણીથી ધોવાથી શુદ્ધ થતું નથી, **સિદ્ધાંત** ત્યમ કેવલ જળસ્નાને કરી શરીર ધોવાથી શુધ્ધિ થતી નથી. પરન્તુ માનસિક મેલ

ધોવાથીજ ( અંતઃકરણ ઉપરોક્ત કથન કરેલા ગુણોએ કરી શુધ્ધ હોવાથી ) શુધ્ધિ થાય છે. કહેતાં પવિત્ર થવાય છે ને તેણે કરી પ્રભુના ધામની પ્રાપ્તિ થાય છે. અને સંસારી જીવોને ઐહિક સૌમ્ય સુખોની પણ તે વડે કરીને ઇપ્સિતતાઓ પ્રાપ્ત થાય છે. ( મનેચ્છાઓ પૂર્ણ થાય છે. ) ॥ ૧૭-૧૮-૧૯ ૨૦-૨૧ ॥

॥ शारीर तीर्थानि ॥

यस्य हस्तौच पादौच मनश्चैव सुसंयतम् ।
विद्यातपश्च कीर्त्तिश्च स तीर्थ फलमश्नुते. ॥२२॥
अ-दांभिको निरारंभो लघ्वाहारो जितेन्द्रियः ।
विमुक्तःसर्वपापैर्यः सतीर्थ फलमश्नुते. ॥२३॥
अक्रोधनोऽमलमतिः सत्यवादी दृढवृत्तः ।
आत्मौपमश्च भूतेषु सतीर्थ फलमश्नुते ॥२४॥

**ટીકાઃ—**

શારીર તીર્થ કહેતાં શરીરના અવયવોની શુદ્ધિ રાખવી તે વિષે હવે કથન કરવામાં આવે છે.

જેણે હાથ, પગ, મન નિયમમાં રાખેલાં છે. એટલે હાથથી દાનધર્મ કર્યાં છે, પગે ચાલી તીર્થાટન કરેલ છે. ને મને કરી ભૂતપ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છયું છે. તથા વિદ્યા, તપ, કીર્ત્તિ નિયમમાં રાખેલાં છે. એટલે સદ્‌વિદ્યા ગ્રહણ કરી છે, તપ કર્યાં છે, વૃત્તનિયમ પાળ્યાં છે. તેજ મનુષ્ય

શાસ્ત્રમાં કહેલાં તીર્થનાં સર્વે ફલને પામે છે. જે અદાં-ભિક એટલે પાખંડ રહિત છે. જે કોઈના આશ્રય પર રહી જીવન વ્યતીત કરતો નથી એટલે આળસુ બની કર્મ રહિત બની બીજાથી પોષાતો નથી. સૂક્ષ્મ આહાર કરનાર છે. (મિતાહારી છે.) જે જીતેન્દ્રિય છે, એટલે ઇન્દ્રિયોને અયોગ્ય રસ્તે વાપરી નથી. અને જે સર્વ પાપથી રહિત છે. તેનેજ તીર્થના સર્વે શુભ ફળો મળે છે ને પ્રાપ્ત થાય છે. જે ક્રોધ રહિત છે, શુદ્ધ મતિ છે જેની, જે સત્યવાદી છે, દૃઢવૃત્તિ રાખનાર છે, સર્વ ભૂતપ્રાણી માત્રને સમાન દૃષ્ટિથી જુવે છે. તેજ ઉત્તમ મનુષ્ય તીર્થનાં સર્વે શુભ ફળોને પ્રાપ્ત થાય છે. કારણ તે શ્રી પરમાત્મા રામચંદ્રજીને; તેના તેવા ધાર્મિક નિયમે કરીને પ્રિય છે. ॥ ૨૨-૨૩-૨૪ ॥

भगवद्ध्यान संयुक्तो ज्ञान वैराग्य संयुतः।
यत्रैव वसते धीमान् सतीर्थ फलमश्नुते. ॥२५॥
प्रथमं मानसे स्नातः पश्चाद् भौमेषु नित्यशः।
सांगं फलमवाप्नोति कविभिः परिकीर्त्तितम्. ॥२६॥

ટીકા:—

જે ભગવદ્ધ્યાન પરાયણ છે, જ્ઞાન અને વૈરાગ્યથી યુક્ત છે. એવા બુદ્ધિમાન મહાત્માઓ જે સ્થાનમાં રહેતા હોય તેવું સ્થાન ચાર યોજન એટલે સોળ કોશ (ગાઉ) ના વિસ્તારમાં તીર્થસ્થાન મનાય છે. ॥ હવે પ્રથમ ઉપર દર્શા-વેલા શારીર તીર્થમાં (શાસ્ત્રવિહિત કર્મે કરી પવિત્ર થયેલ અવયવોએ.) ધર્મયુક્ત થઈ માનસ તીર્થમાં (અંતઃકરણની શુદ્ધતા કરી.) પછી ભૌમતીર્થ એટલે પવિત્ર એવી આર્યા-

વર્ત્તની ભૂમિના પુષ્કરરાજ આદિ લઈને તીર્થોમાં સ્નાન કરે છે; તે સર્વ પ્રકારનાં શુભ ફળોને પ્રાપ્ત થાય છે. ॥૨૫-૨૬॥

तस्मात्तथैवत्वमपि विशुद्धे नांतरात्मना. ।
यात्रांकुरु विधानेन यात्रावै कथितामया. ॥२७॥
इदं माहात्म्य मतुलं यःपठेत्प्रयतो नरः ।
शृणुयाच्छ्रावयेद्वापि सयाति परमांगतिम्. ।२८

ટીકાઃ—

એવી રીતે ગુરૂ-શિષ્યને કથન કરી કહે છે કેઃ–હે શિષ્ય! તું પણ એવીજ રીતે શુદ્ધ અંતઃકરણથી યાત્રાકર અને મેં તને જે યાત્રાનું વિધાન કહી સંભળાવ્યું છે તે આ રામારણ્યના માહાત્મ્યનું જે પઠન કરે; શ્રવણ કરે; અથવા બીજાને સંભળાવે તે પરમ ગતિને પામે છે. ॥ ૨૭-૨૮ ॥

इति श्री इतिहास समुच्चये गुर्जर भाषांतर युक्ते श्री रामारण्य माहात्म्ये गुरु शिष्य संवादे तृतीयोऽध्याय समाप्तोयम्.

श्री रस्तु..



शार्दुल विक्रीडित वृत्त.

श्री विद्वद्वर मूलशंकरगुरोः संप्राप्त विद्योदयः ।
श्रीमद् रामपदांबुजैक शरणः सुज्ञः शुचिर्धार्मिकः ॥
शान्तोदान्तः परायणः प्रणयवान् श्रीधर्मदासाभिधः ।
साधुर्धर्मधिया चकार विमलं माहात्म्य मेतच्छुभं ॥१॥

ટીકાઃ—

વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવા ગુરૂશ્રી મૂલશંકર દ્વારાએ જેને પ્રાપ્ત થયેલ છે વિદ્યાનો ઉદય એવા અને ભગવાન્ શ્રી રામચંદ્રજીના ચરણકમલનું શરણ લઇને પવિત્રતા અને ધાર્મિકપણું, શાન્તિ, સંયમપણું તેમ નમ્રતા જેના અંગમાં છે એવા ગુણોથી યુકત સાધુ શ્રીધર્મદાસજીએ આ વિમળ શુભ માહાત્મ્ય રચેલ છે. ॥૧॥

અનુવાદક સમ્બન્ધે.

शार्दुल विक्रीडित वृत्त.

रामारण्यमिदं प्रभो रघुपते माहात्म्यमारण्यकं ।
भारत्या † रचितं पुरा मुनिवरैः श्रीधर्मदासाभिधैः ॥
तत्सारस्वत मूलचन्द्र तनुजेना लेखितं भाषया ।
सप्तांकातिधृतौ १९९७ समे ‡ प्रकटितं—
श्रीदेवदत्तेन वै. ॥१॥

† संस्कृत भाषया. (સંસ્કૃત ભાષામાં.) ‡ वर्षे.

ભાષાંતરઃ— આ રામારણ્યનું માહાત્મ્ય સાધુ વર્ય શ્રીધર્મદાસજીએ સંસ્કૃતમાં રચ્યું. તેનું સારસ્વત બ્રાહ્મણ પંડિત દેવદત્ત મૂલચંદ્ર શર્મા એ ગુજરાતી ભાષાંતર કરી વિક્રમ સંવત ૧૯૯૭ માં પ્રકાશિત કર્યું. ॥૧॥

## श्री रामारण्य माहात्म्यं संपूर्णम्.



# અમારા તરફથી નીચે મુજબ પુસ્તકો

## હવે પછી પ્રસિદ્ધ થશે.

૧... બાળભૂષણ યાને બાળશિક્ષક....દ્વિતીયાવૃતિ.
(સુધારા વધારા સાથે દ્વિતીયાવૃતિ જેના માટે પ્રસિદ્ધ વિદ્વાનોએ યોગ્ય અભિપ્રાય આપેલા છે.)
૨... વિનોદ સરિતા પૂર્વ પ્રવાહ.
૩... વિનોદ સરિતા ઉત્તર પ્રવાહ.
૪... પ્રારબ્ધનું પ્રાધાન્યપણું.
૫... ઋણાનુબંધ સંબંધ.
૬... દેવદત્તાનુંભવપ્રકાશ.
૭... તરૂણ મિત્ર.
૮... પિતૃભકિત.
૯... ઝવેરનો ઝુમખો યાને મહાન્ પુરૂષોના બુલંદ વિચાર.
૧૦... શ્રી નારાયણ સરોવર માહાત્મ્ય
૧૧... સાધ્વી ધર્મ.
૧૨... ભજનાનંદ પ્રકાશ.
૧૩... કચ્છ અને કચ્છીઓની ભાવનાઓ.
૧૪... જમાનાની બલિહારી
૧૫... પૂર્વે આર્યાવર્તના મનુષ્યો દીર્ઘાયુઃ કેમ થાતા?
૧૬... આપણે ડાહ્યા કે આપણા બાપદાદાઓ?
૧૭... ભકિત રહસ્ય.
૧૮... સજ્જન દુર્જન મીમાંસા.
૧૯... સૂર્યનારાયણ વૃત્ત કથા.

૫૮, ડીસોઝા સ્ટ્રીટ, મુંબઈ ૩.
પંડિત દેવદત્ત મૂલચન્દ્ર શર્મા
કચ્છ નારાયણ સરોવરવાલા.

# આ શ્રીરામારણ્ય માહાત્મ્ય (શ્રી રામવાડા તિર્થના માહાત્મ્ય) ના પુસ્તકના અગાઉથી ગ્રાહક થયેલા સદ્ગૃહસ્થોના મુબારક નામ.

**નોંધઃ**—અમારા નિવેદન પત્રને માન આપી નામદારશ્રી કચ્છ નરેશશ્રીજીએ તેમજ અન્ય સદ્ગૃહસ્થોએ અગાઉથી ગ્રાહક થઇ નકલો નોંધાવી અમને આશ્રય આપેલ છે. તે સમગ્ર ઉદારચિત્ સદ્ગૃહસ્થોનો અમો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

લી૦ અનુવાદક,

**પંડિત દેવદત્ત મૂલચન્દ્ર શર્મા.**

નકલ. નામ.

**કચ્છ ભુજનગર.**

૫૧ નેકનામ ખુદાવિંદ શ્રીમન્ મહારાજાધિરાજ મિર્ઝાં મહારાઓશ્રી ૭ સર ખેંગારજી સવાઇ બહાદુર જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઇ. માલિક-મુલ્કે-કચ્છ,

**મુંબઇ.**

૫૧ ઉદારચિત્ શ્રીમાન્ શેઠશ્રી મુલજીભાઇ રાઘવજી... નાળીએરવાળા

શ્રી દાનવીર યદુવંશીય શ્રીમાન્ શેઠશ્રી વલ્લભદાસ કરસનદાસ નાથા, જસ્ટીસ ઑફ ધિ પીસ.
(જેમણે નામ આપવા તથા પુસ્તક સંખ્યા ન બતાવવા ઇચ્છા બતાવી પરન્તુ અમુક સારી રકમની મદદ આપવા સ્વીકારેલ છે. જેથી અમોએ કૃતજ્ઞતાથી નામ આપવું ઉચિત્ ધારેલ છે.)

૨૦ જોશી પ્રાગજી મુલજી ગઢસીસાવાલા.

૨૦ શેઠ ગોકુલદાસ પ્રાગજી વમોટીવાલા.

૧૦ શેઠ ગોરધનદાસ જાદવજી ડુંગરશી.
૧૦ શેઠ ખીમજી શામજી પોપટ વીમાવાલા.
૧૦ યદુવંશીય શેઠ રણછોડદાસ હરીદાસ બેરવાલા.
૧૦ શેઠ પ્રેમજી મુલજી હટડીવાલા.
૧૦ શેઠ પ્રેમજી પ્રાગજી ધરમસી મડીઆર.
૧૦ શેઠ વેલજી હેમરાજ વીંઝાણવાલા.
૧૦ જોશી લીલાધર વાલજી ધોલીનાં વિધવા બાઇ ડાહીબાઇ.
૧૦ શેઠ વાડીલાલ જગજીવનદાસની કું.
૧૦ ભાનુશાળી શેઠ વેલજી નરશી કચ્છ–ગોધરેવાલા.
૫ ભાનુશાળી શેઠ કલ્યાણજી નાનજી.
૫ શેઠ પ્રેમજી પેરાજ રૂપારેલ દરિયાસ્થાનના મેહેતાજી.
૫ મેસર્સ શિવજીની કું. તાલપત્રીવાલા.
૫ જોશી ઓધવજી શિવજી જખૌવાલા.
૫ શેઠ પ્રાગજી નારાણજી દેશલપુરવાલા.
૫ શેઠ પ્રસોતમ મુલજી નાકાઇ લખપતવાલા.
૫ શેઠ થરદાસ ડુંગરશી જખૌવાલા.
૫ શેઠ મુલજી પેરાજ વમોટીવાલા.
૫ શેઠ જીવરામ ટોકરશી.
૫ શેઠ હીરજી કેશવજી કેશરવાલા.
૫ જોશી છગનલાલ જીવણદાસ વાંકાણી પોરબંદરવાલા.
૫ જોશી ખીમજી જાદવજી ભુજવાલા.
૫ શેઠ વેલજી ચાગપાળ પદ્ધરવાલા.
૫ શેઠ માવજી દેવજી તાલપત્રીવાલા.
૫ શેઠ ટોકરશી દેવચંદ દેવીપુરવાલા.
૫ શેઠ દયાળ તેજપાળ મુખીનાં વિધવા બાઇ ડાહીબાઇ.
૫ ભાનુશાળી શેઠ લક્ષ્મીદાસ મેઘજીની કું.
૫ શેઠ શંકર વીરજી મોનાણી.
૫ શેઠ ખીમજી કેશવજી હરીઆણી
૫ શેઠ પ્રધાન પ્રાગજી બીજાણી.

૫ શેઠ નારાણદાસ મુલજી દૈયા...પ્રતાપ અગરબત્તીવાલા.
૩ શેઠ મથુરાદાસ પેરાજ વાઘોરવાલા.
૨ જોશી જયરામ દેવજી ફકીરાણી તેરાવાલા.
૨ જોશી પુરૂષોતમ રતનશી કાનજી.
૨ પંડિત જયરામ ગોવિંદજી.
૨ શેઠ રામદાસ વેલજી તન્ના અકરીવાલા.
૨ વૈદ્ય લાલજી લક્ષ્મીદાસ બ્રહ્મક્ષત્રી ભુજવાલા.
૨ શેઠ મુલજી વાલજી જુનાબારદાનના વેપારી.
૨ શેઠ ગોવિંદજી કરસનદાસ કું. હીંગવાલા.
૨ શેઠ રવજી ખેરાજ રૂપારેલ વીંઝાણવાલા.
૨ શેઠ જયંતિલાલ ધીરજલાલ કું. જરીવાલા.
૨ શેઠ શા. નરોત્તમદાસ હીરાચંદ...ઉના દેલવાડા-વાલા.
૨ શેઠ માણેકલાલ પ્રાગજી ક્ષત્રીય સુરતવાલા.
૨ શેઠ બાબુભાઇ દેવરામ...પોરબંદરવાલા.
૨ શેઠ દામજી દેવચંદ મઉવાલા.
૨ શેઠ જીવરાજ શિવજી મઉવાલા.
૨ શેઠ કાનજી દામજી ડોડેચા નારાયણસરોવરવાલા.
૨ શેઠ ઓધવજી પ્રાગજી કેળાવાલા.
૨ શેઠ વિશનજી અરજણ.
૨ શેઠ મુલજી રાઘવજી ધીરાવાણી ટોપીવાલા.
૨ શેઠ હરિરામ કારાભાઇ કોટક
૨ શેઠ નારાણજી પ્રેમજી ચંદન.
૨ શેઠ પેરાજ ધારસી તાલપત્રીવાલા.
૨ શેઠ હંસરાજ કલ્યાણજી ઉકેડા.
૨ શેઠ પ્રધાન હંસરાજ તન્ના મોથાળાવાલા.
૨ શેઠ ઠાકરશી માધવજી અંજારવાલા.
૨ { ભગવતી પ્રીન્ટીંગ પ્રેસના મેનેજરો. જોશી વેલજી મુલજી તથા જોશી નારાયણજી બેચર.
૨ શેઠ ચંપકલાલ ડી. ઠક્કર અગરબત્તીવાલા.

૨ રમણીકલાલ અંબાશંકર પંડયા તેરાવાલા.
૨ શેઠ વેલજી નારાણજી.
૨ શેઠ આશારીઆ મુલજી.
૨ શેઠ મંગલદાસ પ્રાગજી દોરીવાલા.
૧ જ્યોતિષી પંડિત ચતુર્ભુજ હીરાલાલ ત્રિવેદી.
૧ શેઠ હરિરામ પ્રેમજી પલણ.
૧ શેઠ લીલાધર માધવજી ચંદન.
૧ શેઠ પુરૂષોત્તમ મુરારજી તેરાવાલા.
૧ ભાનુશાળી શેઠ જેરામ તુલસીદાસ.
૧ ભાનુશાળી શેઠ ખીમજી શિવજી.
૧ ભાનુશાળી શેઠ પ્રાગજી સુરજી કટારીઆ.
૧ ભાનુશાળી શેઠ ખીમજી ધનજી તેરાવાલા.
૧ ભાનુશાળી શેઠ જેરામ દેવજી તેરાવાલા.
૧ ચોકસી જે. ચંદુલાલની કાં. છાપણીવાલા.
૧ શેઠ જમનાદાસ વલભદાસ મુગટાવાલા.
૧ શેઠ કેશવજી ગોપાલજી સોનાવાલા.
૧ શેઠ શિવજી માધવજી.
૧ શેઠ પ્રાગજી અરજણ.
૧ શેઠ પ્રસોતમ ધનજી.
૧ શેઠ મોતીરામ પ્રાગજી.
૧ શેઠ હંસરાજ અરજણ.
૧ શેઠ કાકુભાઇ દેવજી ચંદન.
૧ માસ્તર હરિરામ વીરજી ગંધા હસ્તે તુલસીદાસ.
૧ શેઠ પ્રસોતમ વાઘજી.
૧ શેઠ તુલસીદાસ કોરજી પલણ નખત્રાણાવાલા.
૧ શેઠ કાનજી રવજી ચંદન.
૧ શેઠ ચત્રભૂજ કેશવજી.
૧ શેઠ મુલજી કાનજી ચંદન.
૧ શેઠ પ્રસોતમ હીરજી કનીરા અંજારવાલા.

૧ શેઠ પ્રસોતમ વેલજી અકરીવાલા.
૧ શેઠ જયેષ્ટારામ કૃષ્ણ ગોવાલજી કારીઆ.
૧ શેઠ બચુભાઇ મુલજી કેરાવાલા.
૧ શેઠ નારાણદાસ દામજી કંતાનવાલા.
૧ શેઠ હેમરાજ રામજી મુરૂવાલા.
૧ શેઠ લીલાધર નારાણજી ચંદન.
૧ શેઠ નરશી ચત્રભોજ મોટી અરલવાલા.

### મુલુંડ.

૧૦ શેઠ કાનજી વેલજી કોઠારી.
૫ શેઠ મથુરાંદાસ મસ્કાઇ.

### ઘાટકોપર.

૫ શેઠ રણછોડદાસ લક્ષ્મીદાસ ચંદે.

### માટુંગા.

૨ લાભશંકર શિવશંકર ઓઝા.

### નાસીક પંચવટી.

૫ જોશી વાસુદેવ ખેતસી.

### કચ્છ—મજલ તરાવાલી.

૨ શ્રીમતિ સાંખ્વી મૈયાજી.

### કચ્છ નારાયણસરોવર.

૨ જોશી તોલારામ ખેતસી.

### કચ્છ—માંડવી.

૫ જોશી મોનજી માવજી—સારસ્વત જ્ઞાતિના પટેલ.

### કચ્છ—નખત્રાણા.

૨ રા. વકીલ રામજી વિ. વાલજી દાવડા.

### કચ્છ કોટડા—જડોધરવાલા.

૧ શેઠ વિસનજી ઉર્ફે શંકર મેઘજી.

### કચ્છ—મસ્કા.

૨ જોશી જીવરામ ભીમજી.

આ પુસ્તક ડુંગરસિંહ હરિદાસ ડગાઇ, નુતન ભટ્ટી પ્રી. પ્રેસના માલીકે મોગલ લેન, માહીમ, મુંબઇ ૧૬માં છાપ્યું અને પંડિત દેવદત્ત મૂલચંદ શર્માએ વડગાદી, ૫૮, ડીસોઝા સ્ટ્રીટ, મુંબઈ નાં.૩ માંથી પ્રગટ કર્યું.